વિવિધ ગ્રન્થમાળા-ત્રીજું વર્ષ-પુસ્તક ૩૩ મું.

# कथागुच्छ.

## ભાગ ૧ લો.

लेखकः शिवप्रसाद दलपतराम पंडित.
ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર, ભારતનાં સ્ત્રી રત્નો, આનંદીબાઈ જોશી,
ભારતના સંત પુરૂષો, મૈત્રેયી ઈ૦ ના લેખક,
બારાં-કોટારાજ્ય ( રાજપુતાના ).

प्रसिद्धकर्त्ताः-सस्तुं साहित्यवर्धक कार्यालय.

મુખ્ય સ્થળ ઠે૦ કાલબાદેવી મુંબઈ, મંત્રી, ભિક્ષુ-અખંડાનંદ.

પહેલી આવૃત્તિ-પ્રત ૫૩૦૦. સંવત્ ૧૯૬૯.

મૂલ્ય ૦-૨-૬, પાકું પૂંઠું ૦-૫-૦, પો. જુદું.

**નવા જુની** **આ સાથેનું છુટું કાર્ડ**

**જેઠ આખર સુધીમાં મંગાવનારને ખાસ લાભ.**

## હાલ પ્રસિદ્ધ થયેલા બે નવીન ગ્રંથો.

# ૧-શ્રી શિવાજી છત્રપતિ.

**સચિત્ર સંપૂર્ણ મ્હોટું જીવનચરિત્ર.**

# ૨-શ્રીમદ્ ભાગવત.

**વેદધર્મ સભાવાળું ઉત્તમ ભાષાંતર.**

---

ઉપલાં બન્ને મ્હોટાં પુસ્તકો વિવિધ ગ્રંથમાળા તથા ચરિત્ર-માળાનાં ગ્રાહકોને જેઠ આખર સુધીને માટે કિફાયતથી આપવા ઠરાવ્યું છે. માટે તે જોઇએ તેમણે પોતાનો ગ્રાહક નંબર જણાવી સત્વર મંગાવી લેવાં. એ મુદત પછીથી એ કિફાયતનો લાભ મળશે નહિ.

**શ્રીમદ્ ભાગવત ભાષાંતરનું** પુસ્તક ચૈત્ર આખર સુધીને માટેજ કિફાયતે આપવાનું અગાઉ જણાવ્યા છતાં તે તૈયાર થવામાં ઢીલ થવાથી તે પણ જેઠની આખર સુધી કિફાયતથી આપવાનું રાખ્યું છે.

પાછળથી લેનારને પણ સામટી સાત પ્રતે એક પ્રત કમિશન દાખલ વધુ આપવારૂપ કિફાયતનો નિયમ તો છેજ, પરંતુ માળાઓનાં ગ્રાહકોને છૂટક પ્રતોમાં પણ તે કિફાયતનો લાભ મળી શકે એટલા માટેજ ઉક્ત ધોરણ રાખવામાં આવ્યું છે.

**મૂલ્ય તથા કિફાયતની વિગત માટે આગળ વાંચો.**

# ગ્રંથસ્વીકાર.

નીચેનાં પુસ્તકોની ભેટ આભાર સહિત સ્વીકારી વાંચકવર્ગની જાણ માટે તેનાં નામ, મૂલ્ય, કદ ઈ. નીચે આપવામાં આવે છે. કોઈ ગ્રંથનો સ્વીકાર રહી જતો હોય તો મોકલનારે લખવા કૃપા કરવી.

**ભરતખંડનો સરળ ઇતિહાસ**—( આવૃત્તિ ૨૨ મી ) **લેખક તથા પ્રકાશક**—શ્રીયુત્ વિઠ્ઠલદાસ ધનજીભાઇ પટેલ, **કાગળ**—લીસા, પૂઠું પાકું, **ચિત્રો**—જુદાં જુદાં ઇતિહાસિક સ્ત્રી પુરૂષોનાં શુમારે ૫૦ થી વધુ, કદ ડેમી ૧૨ પેજી, **પૃષ્ઠ** ૩૦૦, **મૂલ્ય** ૦ાાા **સ્થળ**—**પટેલ અને શાહની કંપની** ઠે. પાનકોરને નાકે—**અમદાવાદ.** સરકારી કેળવણી ખાતાની ગુજરાતી સ્કુલોમાં વિદ્યાર્થીઓને ભણાવવા ખાતે ઘણાં વર્ષથી આ પુસ્તક ચલાવવામાં આવતું હોવાથી તેની લગભગ દર વર્ષે ૧૦૦૦૦ પ્રતની એકેક આવૃત્તિ નીકળતી રહે છે, જેથી કર્તાએ તેનું મૂલ્ય પણ વધુ રાખ્યું નથી. સરકારી સ્કુલોમાં ચલાવવાને એક બીજો ઇતિહાસ પણ મંજુર થયેલો છતાં વિદ્યાર્થીઓ માટે આ પુસ્તક વધુ યોગ્ય હોવાથી તેનોજ પ્રચાર જ્યાં ત્યાં વિશેષ છે.

**ઝેરી જાનવરોના ડંખના તાત્કાળિક ઉપાય**—ફક્ત દેશાવર ખાતે મુફત વહેંચવા સારૂ **રચનાર** દીનશાહ દાદાભાઇ દોરડી. **પ્રકટ કરનાર**—ઓરખા જ્ઞાનપ્રચારક મંડળી **પોસ્ટ**—મલબારહીલ **મુંબઈ.** બહાર ગામથી ૦)– ની ટીકીટ ટપાલ ખર્ચ માટે બીડનારને આ પુસ્તક વિનામૂલ્યે મોકલાય છે. કદ—ડેમી ૮ પેજી પૃષ્ટ ૧૪૪.

જુદાં જુદાં ૭૫ થી વધુ પુસ્તકો ઉપરથી આ વિષય સંબંધી મળ્યા તેટલા ઉપાયો ઈ૦ નો આ પુસ્તકમાં સંગ્રહ થયેલો છે. સંગ્રહ બહોળો થયો છે અને હજી પણ વધુ ઇલાજોની માગણી બીજી આવૃત્તિ માટે તેના કર્તાએ અનુભવી વૈદ્યો પ્રત્યે કરી છે. શિવાય જુદા જુદા

ઘરગતુ ઇલાજોનો સંગ્રહ પણ આવી પરોપકારી રીતેજ પ્રસિદ્ધ કરવા ઇચ્છી, તેવા ઇલાજો જાણતા હોય તેઓ પ્રત્યે તે લખી મોકલવાની તેમની માગણી છે. આ રૂડું કાર્ય પરોપકાર વૃત્તિથી કરવા માટે તેના કર્તાને તેમજ તે પ્રસિદ્ધ કરવામાં પોતાનાં નાણાંનો સદ્વ્યય કરનાર ઉક્ત મંડળીને અમારા અનેકશઃ ધન્યવાદ છે. મંડળીના નામ ઉપરથી તેના ચાલક અને સહાયકો ગુજરાતની બહારના સંભવે છે. અને તે છતાં પણ ગુજરાતી પ્રજા માટે આવું ઉપયોગી પુસ્તક વિના મૂલ્યે પ્રસિદ્ધ કરવાનું કાર્ય કરીને તેમણે જે સદ્બુદ્ધિ દર્શાવી છે તે ગુજરાતના ગાડરીયા પ્રવાહે અને અંધશ્રદ્ધાએ વહેનારા અને આવી લોકહિતની સામાન્ય બાબતો પણ જોઈ શકવાની શક્તિ વિનાના ધનવાનોને બેશક નીચુંજ જોવડાવનારી છે.

હરકોઇ કાર્ય કરનારને વિવિધ પ્રતિકૂળતા અને ન્યૂનતાને આધીન કાર્ય કરવું પડતાં તે એકદમ સર્વોત્તમ ન બની જાય એ સ્વાભાવિકજ છે; છતાં કેટલી વીશે સો થાય છે તેની જેમને ખબર હોતી નથી તથા કાર્યના સાધન-સંયોગ જોવા જાણવાની પણ બુદ્ધિ હોતી નથી અને "ઓછું પાત્રને અદકું ભણ્યો ને વઢકણી વહુએ દીકરો જણ્યો" તેની પેઠે ઉચ્છૃંખલપણા ઉપરાંત એકાદ છાપામાં કે માસિકમાં લખવાની તક મળી ગઇ કે પોતાને મહા યોગ્યતાસંપન્ન માની લઇને સારા હેતુથી કાર્ય કરનારાઓ ઉપર સાસુપણાનો પોતાનો દાવો (અને તે પણ એકાદ વંઝા સ્ત્રી વગર પુત્રે કોઇની સાસુ બની બેસવા માગે તેવો વિના યોગ્યતાનો દાવો) માની લઈ તેઓ પ્રત્યે અને તેમનાં કાર્યો પ્રત્યે કટાક્ષપર કટાક્ષ કરનારા, તથા જે બાબતો અને સિદ્ધાન્તો પોતાને ન સમજાયાં હોય તે સર્વ ખરાબ હોવાની માન્યતાવાળા, અને તે માન્યતાને ઇશ્વરના જેટલી સર્વજ્ઞતા પૂર્વકની માની લઇને બીજા દરેકને તેવી માન્યતાનુસાર ચલાવવાની વૃત્તિવાળા કોઇ કોઇ ટીકાકારો-

ના જેવી કલમ બહાદુરીથી પ્રભુ અમને દૂરજ રાખે એમ ઇચ્છીને, આ પુસ્તકના લેખક પ્રકાશક સજ્જનો પ્રત્યે ઉકત સાક્ષુપણાના દાવાથી નહિ પરંતુ તેમના પરોપકારી કાર્ય બદ્દલ પૂજ્ય ભાવ અને ઉંડી આભારવૃત્તિ પૂર્વક એકાદ સેવક તરીકે નીચેની નમ્ર સૂચનાઓ યથામતિ રજુ કરીએ છીએ. જે ઉપર યોગ્ય ધ્યાન આપી તેમણે જે ઉપકાર ગુર્જર પ્રજાપર કર્યો છે તેમાં ઉમેરો કરવાનું તેમને યોગ્ય અને શક્ય લાગે તેટલે દરજ્જે તેમ કરવા વિનવીએ છીએ.

૧ પુસ્તકમાં દવાઓનાં નામ જ્યાં જ્યાં પારસી ભાષામાં આપ્યાં છે તેમજ કેટલાંક અન્ય ભાષાનાં નામો પણ જેમનાં તેમજ આપ્યાં છે તેથી સર્વને તે બરાબર સમજાય તેમ નથી.

૨ ઉપાયોમાં માત્રા તથા વિધિ ઈત્યાદિ બાબતોના આવશ્યક ખુલાસાને અભાવે કેટલાક ઉપાયોનો અમલ થવો મુસ્કેલ પડે તેમ છે.

૩ પુસ્તકની છેવટે વનસ્પતિઓનાં ગુજરાતી નામ આપીને તેનાં લાટીન નામ અંગ્રેજીમાં આપ્યાં છે; તેને બદલે તે દવાઓની ઓળખાણ વિષે ગુજરાતીમાં વધુ ખુલાસો ઘણો ઉપકારક થઇ પડે. સામાન્ય રીતે ગાંધીને ત્યાં મળતી વસ્તુઓને બાદ કરતાં લીલી વનસ્પતિઓ તેમજ બહુ લોકપરિચિત ન હોય એવી ચીજો માટે તો આવી વિગત બહુ ઉપયોગી છે.

૪ કોઇ ગુજરાતી વિદ્વાનની સહાય મેળવી પુસ્તકની ભાષાની શુદ્ધિ કરાવવી યોગ્ય છે.

૫ દરેક જાણીતા વૈદ્ય તરફ આ પુસ્તકની એકેક નકલ મોકલી આપી તેના સુધારા વધારા માટે ખાસ પત્રથી માગણી કરવાથી આ કાર્યમાં વધુ ઉપકાર થવા સંભવ છે.

૬ દરેક માસિક તથા વર્તમાનપત્રમાં આવા મુફત અપાતા પુસ્તકની સમાલોચના ઉપરાંત તેની જા૦ ખ૦ મુફત લેવરાવવામાં

ઘણી સફળતા મળી શકશે. આથી અજાણ્યા ઘણા લોકો આ ઉપકારનો લાભ લઈ શકશે.

આ પુસ્તક આ લખનારની જાણમાં પણ નજ આવ્યું હોત પરંતુ હડખાયું કૂતરૂં કરડવાના પ્રતાપે એ વિષયની સમાલોચના કોઈ પત્રમાં વાંચતાં તે મંગાવી લીધું હતું. દરેક લાઇબ્રેરીએ અને ગામડાંના સજ્જનોએ આવું પુસ્તક એક આનાનું પોસ્ટેજ મોકલી મંગાવી રાખવા અને પ્રસંગોપાત દરદીઓ માટે તેનો સદુપયોગ કરવા ખાસ ભલામણ છે.

**મનુષ્ય કર્તવ્ય અને ધર્મશાસ્ત્રના સિદ્ધાન્તો—પ્રસિદ્ધકર્તા** રામપ્રસાદ લક્ષ્મણપ્રસાદ મિશ્ર—ઘીકાંટા **અમદાવાદ. કાગળ** લીસા, પૂઠું કાચું, કદ રોયલ સોળપેજી, **પૃષ્ટ** ૯૬ મૂલ્ય રૂ. ૦૧.

**રજનીકાન્ત**—( એક રસપૂર્ણ કલ્પિત કાદમ્બરી ) **લેખક તથા પ્રકાશક**—છોટાલાલ ગીરધરલાલ સજ્જન, **નડીયાદ. કાગળ** લીસા, પૂઠું પાકું સોનેરી, કદ રોયલ સોળપેજી, **પૃષ્ટ** ૨૩૦ મૂલ્ય રૂ. ૧ાા.

**પ્રેમ પુષ્પાંજલિ**—મહા કવિ પ્રેમાનંદના કવનવનમાંથી ચુંટી, ટીકા કરી **પ્રસિદ્ધકર્ત્તા** માણેકલાલ કાલિદાસ ભટ, સ્કુલ માસ્તર **સુરત** સીટી મ્યુનિસિપાલિટી. **કાગળ** લીસા, પૂઠું મજબુત, કદ સુપરરોયલ સોળપેજી **પૃષ્ટ** ૧૨૦ મૂલ્ય ૦ાા≈

**હમીરજી ગોહેલ**—( એક અપૂર્ણ કાવ્ય ) **રચનાર** સ્વ૦ **કલાપી. પ્રકાશક**—શ્રીયુત્ મણિશંકર રત્નજી ભટ્ટ, **કાગળ** ઉંચા ૧૦૦ રતલી, પૂઠું પાકું સોનેરી, કદ રોયલ સોળ પેજી **પૃષ્ટ** ૧૨૫, મૂલ્ય રૂ. ૧), મધ્યમ કાગળ રૂ ૦ાા **સ્થળ** પટેલ અને શાહની કું૦. પાનકોરને નાકે **અમદાવાદ.**

**વિષલતા**—( ભાગ ૨, ૩, **લેખક તથા પ્રકાશક** રત્નસિંહ દીપસિંહ પરમાર, મુ. ડભોલી (સુરત) **વિષય** સાંસારિક નવલકથા, **કાગળ** લીસા, પૂઠું કાચું, કદ રોયલ સોળપેજી **પૃષ્ઠ** ૧૭૫, મૂલ્ય રૂ. ૦ા≈

# "નવ જીવનાલય" વાળું ચોપાનીયું.

આની અગાઉ વિવિધ ગ્રંથમાળાનાં જે પુસ્તકો ગ્રાહકો તરફ મોકલાયાં તેની સાથે ડૉ. મહાદેવ પ્રસાદના "નવજીવનાલય" ની સંસ્થા વિષે માહિતી આપનાર બે ફોર્મનું ચોપાનીયું વાંચકોને મળ્યુંજ હશે. કેટલેક સ્થળેથી એ ખાતા વિષેની પૂછ પરછના પત્રો મળવાથી તે વિષે સર્વ વાંચકોની જાણ માટે જણાવતાં આનંદ થાય છે કેઃ—

ઘણાં ખરાં દરદોમાં દવાઓને બદલે કુદરતી ઉપચારોજ ઘણા લાભદાયક છે, એ વાતની સત્યતા ઉંડા વિચારથી જોતાં તેમજ આપણા પ્રાચીન વૈદક અને વર્તમાન પાશ્ચાત્ય અનુભવી ડૉક્ટરોના મતથી પણ વધુ ને વધુ સ્પષ્ટ થતી જાય છે. ( અમને પોતાને પણ એ વિષે કેટલોક જાતિ અનુભવ મળેલો છે. ) "નવજીવનાલય" ના અધિપતિ ડૉ૦ મહાદેવ પ્રસાદ એ વિષયના ખાસ અભ્યાસી અને ઉત્સાહી તથા બુદ્ધિશાળી ઉપચારક હોઇ સ્વભાવે ભલા અને પ્રમાણિક છે. હવા, ઉપવાસ, બાફ, ફળાહાર, વિજળી ઇ. કુદરતી ( દવા ખવરાવ્યા વિનાના ) ઉપચારો કરી ન્હાનાં મ્હોટાં અનેક દરદો મટાડવા માટે "નવજીવનાલય" નામક ઉપચારગૃહ પોતાના સાહસથી અમદાવાદમાં ગામ બહાર રાયપુર દરવાજાથી કેટલેક છેટે આવેલી એક ખુલ્લી અને વિશાળ જગ્યા વચ્ચે આવેલા બંગલામાં તેમણે કહાડેલું છે. અને ત્યાં એ ઉત્તમ વૈદ્યવિદ્યાને લગતાં યંત્રો ઇ૦ વસ્તુઓ સેંકડોના ખર્ચે મેળવી તથા તૈયાર કરાવીને ગોઠવેલી છે. ન્હાનાં તેમજ સામાન્ય દરદો ઉપરાંત બીજી રીતે નહિ મટી શક્યા હોય એવા વ્યાધિઓ માટે પણ તેમની સલાહ અને ઉપચાર માટે ઘણી ખુશીની સાથે ભલામણ કરી અમે ઇચ્છીયે છીયે કે આ દેશના વૈદ્યો અને

ડૉક્ટરો આ વિદ્યાના સિદ્ધાન્તો સમજતા થઈ હાલનાં દવાખાનાંઓને બદલે સ્થળે સ્થળે આવાં ઉપચારગૃહો ઘણાં બહોળાં સાધનો સહિત સ્થપાય અને પરોપકારી ગૃહસ્થો આ વિષયની સારા પાયાપરની હોસ્પીટલો કહાડવાને પ્રેરાય.

દરદો થવા પછી ઉપચાર કરવા પડે તે કરતાં દરદ થવાજ ન પામે એ પ્રકારનું વૈદક જ્ઞાન ફેલાવવું એ વળી એથી પણ એક મહત્ પુણ્યની વાર્તા છે. વૈદકલ્પતરૂ, ધન્વંતરી, મહાકાળ, ઇ૦ માસિકો એવા વિચારો તરફ અને કુદરતી ઉપચાર વિદ્યા તરફ ઠીક લક્ષ આપે છે છતાં હજી એ વિષયમાં ફરતા અનુભવી ઉપદેશકો રાખીને ઘણું બહોળું કાર્ય થવાની જરૂર છે. અમારા શ્રીમાનો આવી બાબતોનો પ્રવેશ થવા દેવા માટે પોતાનાં મગજ ખુલ્લાં મૂકે અને ઉદારતાના પ્રવાહને આવા ખરેખરા પરોપકારના માર્ગ પ્રત્યે વહેવા દે તો તેમનું અને લોકોનું કેટલું બધું કલ્યાણ થાય ?!

આ પ્રસંગને લઇને એક બીજી બાબત તરફ પણ વાંચકોનું લક્ષ ખેંચવા રજા લઇશું કે, "નવજીવનાલય" વિષેના ઉક્ત ઉલ્લેખ ઉપરથી કોઇએ એમ માની લેવાનું નથી કે વર્તમાન પત્રો, માસિકો કે આવી ગ્રંથમાળાઓના વ્યવસ્થાપકો તે તે દ્વારા અપાતી જાહેર ખબરો કે વહેંચાતાં હેંડબીલો વા ચોપાનીયાંના ખરાપણા વિષેની ખાત્રી કરીનેજ તેવી બાબતો સ્વીકારે છે; અને તેથી એવી બાબતોની સત્યતા વિષે તેમને જવાબદાર યા જાણીતા ન સમજતાં તે વિષે તેમને પૂછવાને બદલે શંકા થતાં પોતે જાતેજ તપાસ કરી જરૂરી ખાત્રી કરી લેવી જોઇએ. "નવજીવનાલય" વિષે તો અમને માહિતી હતી તેથી તે લખી જણાવી છે.

# ગ્રંથલેખકના બે બોલ.

અન્ય ભાષાઓમાંથી અનુવાદ કરેલી મ્હારી વાર્તાઓ લગભગ નવ વર્ષ થયાં 'સુંદરી સુબોધ' 'સ્ત્રી બોધ' ભારત જીવન 'જ્ઞાન સુધા' તથા ગુજરાતી પંચ' ના દીવાળીના અંક આદિ સામયિક પત્રોમાં વખતો વખત પ્રગટ થતી આવી છે. એમાંની કેટલીક વાર્તાઓ આજે પુસ્તકાકારમાં વાંચકવર્ગ સમક્ષ રજુ થતી જોઇ મ્હને વિશેષ આનંદ થાય છે. આમાંની વાર્તાઓ શ્રીયુક્ત રવીન્દ્રનાથ ઠાકુર, શ્રી પ્રભાત કુમાર સુખોપાધ્યાય, શ્રી સુબોધચન્દ્ર મજુમદાર, શ્રી ચારૂચન્દ્ર બંદોપાધ્યાય, શ્રી સુધીન્દ્રનાથ ઠાકુર તથા શ્રીમતી બંગ મહિલા આદિ સુવિખ્યાત બંગાળી લેખકો અને લેખિકાની લોકપ્રિય થઇ પડેલી વાર્તાઓના અનુવાદરૂપ છે.

'તંત્રી સાહેબનો ઘોંટાળો' અને 'છેવટનો ફેંસલો' એ બે કથાઓ આજ સુધી કોઇ ગુજરાતી માસિકમાં પ્રગટ થઇ નથી, પરન્તુ આ સંગ્રહદ્વારાજ પ્રથમ પ્રાસદ્ધ થાય છે.

બંગાળી ટુંકી વાર્તાઓને ગુજરાતીમાં ઉતારવાનું અને ત્હેનો સંગ્રહ પ્રગટ કરવાનું પ્રથમ સૂચન મ્હને મ્હારા સ્વર્ગસ્થ મિત્ર રા. રા. નરસિંહરાવ હરિલાલ ધ્રુવે કર્યું હતું. ત્હેમનો આત્મા પરલોકમાં બિરાજવા છતાં પણ પોતાની સૂચના અને ઉત્તેજનને પરિણામે ઉદ્-ભવેલી આ કૃતિનો સુવાસ ગ્રહણ કરીને તૃપ્તિ અનુભવશે એવી આશા છે.

આ પુસ્તકની પ્રસ્તાવોક્તિ લખી આપવા માટે મ્હારા મિત્ર રા. રા. રમણીકલાલ અમૃતલાલ મહેતાનો ઉપકાર માનુ છું.

બારાં–કોટા રાજ્ય<br>
રાજપુતાના<br>
૨૭–૧૧–૧૨.

શિવપ્રસાદ દલપતરામ પંડિત.

# પ્રસ્તાવોક્તિ.

સામયિક સાહિત્યથી પરિચયશીલ જનો રા. શિવપ્રસાદ દ. પંડિતના પ્રયત્ન વા નામથી અજ્ઞાત હોય એ સંભવિત નથી. જે ટુંકી વાર્તાઓનો સંગ્રહ જનસમાજ સમક્ષ મૂકવામાં આવે છે તે ભિન્ન ભિન્ન પ્રસંગે ભિન્ન ભિન્ન માસિકોમાં બહુધા પ્રસિદ્ધ થયેલ છે. જેમ વાસ્તવિક નવલકથાની ઉત્પત્તિ આંગ્લ સાહિત્યના પરિચયમાં આવ્યા પછી ઉદ્ભવી છે ત્યેમ ટુંકી વાર્તા—ન્હાની વાર્તાનો જન્મ પણ પાશ્ચાત્ય વાઙ્મયના સમ્બન્ધમાં આવ્યા પછી અને નવલકથાની પછીના કાળમાં થયો છે.

ટુંકી વાર્તા અને નવલકથામાં ભેદ છે. એ ભેદ પાત્ર, બનાવ અને વસ્તુસંકલનાને અંગે છે. આપણા દેશના સાહિત્ય તરફ દૃષ્ટિપાત કરીએ તો ટુંકી વાર્તાની શરૂઆત પ્રથમ બંગાળી સાહિત્યમાં થયેલ છે. એ વિકાસ પામેલા ભાષા ભંડારમાંથી કેટલીક ઉત્તમ વાર્તાનો અનુવાદ સ્વ. શ્રી નારાયણ હેમચંદ્રે આપણી ભાષામાં કર્યો છે. ભાષાના આ અંગને પરિપુષ્ટ કરવા કેટલાક સાહિત્ય ઉપાસકોએ સ્તુત્ય પ્રયત્ન આદર્યો છે. અને કેટલાકે એ માર્ગે વિચરણ કર્યું છે. રા. પંડિતના એજ દિશામાં પ્રશંસનીય પ્રયત્નનું પરિણામ આ કથાગુચ્છ છે. એમાંની વાર્તાઓ બહુધા ભાષાંતર છે.

માનવ પ્રકૃતિના કેટલાક ભાવ કુસુમ સમાન કોમળ અને કમનીય છે. તેનું ચિંતન કરતાં હૃદય દ્રવીભૂત થાય છે. કેટલાક ભાવ કઠોર અને તીવ્ર છે. એવા ભાવોનું પરિચિંતન કરતાં હૃદયમાં ભયનો સંચાર થાય છે. આ ભાવો મનુષ્યહૃદયને ક્રીડાભૂમિ બનાવી તેમાં ખેલે છે;

વા સમરાંગણ બનાવી તુમુલ યુદ્ધ મચાવે છે. આ ભાવોથી મનુષ્ય-જીવન વિવિધ રીતે રંગાય છે. આવા ભાવોનું યથાર્થ આલેખન, ભાવાવેશપ્રેરિત મનુષ્યહૃદયનું પ્રતિબિમ્બ ટુંકી વાર્તામાં મનોહારી રીતે આલેખી શકાય છે. આવા સૂક્ષ્મતર ભાવો નવલકથામાં તેની જટિલતાને લીધે ઉત્તમ રીતે અંકિત થઇ શકતા નથી. માટેજ ટુંકી વાર્તામાં ઉત્તમ કલાવિધાનની આવશ્યકતા છે. ચિત્રકળામાં જેને 'એરિયલ' ક્ષણસ્થાયી' તરલ ભાવ કહે છે તે જેમ ઉતારવા કઠિન છે ત્યેમ આવા ભાવો નવલકથામાં ઉત્તમ રીતે આલેખાવા મુસ્કેલ છે. ટુંકી વાર્તામાં આવા ભાવોનું ચિત્ર યથાર્થતાથી દાખવી શકાય. ટુંકી વાર્તાનું ટુંકુ સ્વરૂપ **લાફ** કાડિયો હીર્ન (Laf cadio Hearn) ના શબ્દોમાં કહિએ તો The beauty of what is beautiful in human emotion મનુજ ભાવોમાં રહેલી ચારૂતાનું સૌંદર્ય દાખવાવાનું છે.

આ શિવાય આપણા પ્રાચીન રીત રિવાજ, સાંસારિક વા ધાર્મિક વસ્તુસ્થિતિ આદિ ટુંકીજ વાર્તામાં આલેખી શકાય. આ **કથાગુચ્છ**ની પ્રથમ વાર્તા '**અજ્ઞાન અને વિજ્ઞાન**' માં વિજ્ઞાનથી થયેલાં પરિવર્તનો દર્શાવ્યાં છે. '**ન્હાની વહુ**' નો આશય જુદોજ છે. હિંદુ ગૃહસંસારની છાયા ઉત્તમ રીતે આલેખાઈ છે. હિંદુ બાળાનો નૈસર્ગિક ધર્મ પ્રતિ અનુરાગ હૃદયસ્પર્શી છે, પરંતુ વાર્તાનો હેતુ વાંચકોથી ગુપ્ત રહી શકતો નથી. "વડિલોનું કહ્યું ન માની અહીં આવી તેનું પ્રાયશ્ચિત્ત પણ બરોબર કરવું પડયું" એ વાક્યથી વાર્તાનો ઉદ્દેશ કળી શકાય છે. કલાની દ્રષ્ટિએ આ ક્ષતિકર છે. '**ગૃહધર્મ**' અને '**સ્નેહનો જય**' એમાં હિંદુ ગૃહસંસારમાં બની આવતા પ્રસંગોનું ભાવવાહી ચિત્ર છે. '**છેવટના ફેંસલા**'માં અન્યાયનો ભોગ થયેલ ઉદાત્ત મનુષ્યની હૃદયવ્યથાનું અંકન કરૂણ, રસિક અને મનોગ્મુધ છે. "**તંત્રી**

સાહેબનો ઘોંટાળો અને 'શારદા ચરણનું ભોપાળુ' એ બન્નેમાં સામાન્ય ઘટનાનો ઉલ્લેખ છે. એમાંની બીજીમાં કૃષ્ણ હૃદયના મનુષ્યનાં કાવતરાંની છાયા, સ્ત્રીની વ્યવહાર કુશળતા મનોરંજક છે. કલાની દૃષ્ટિએ 'ના મ્હારે તો તમારી દેવી નથી બનવું' એ ઉત્તમ છે. તેમાં પણ કંઈક ક્ષતિકર જેવું ઉપર કહ્યું તેવા પ્રકારનું છે. એક વિખ્યાત ફ્રેન્ચ ગુણદોષવિવેચક કહે છે કેઃ—

"આપણને જે પુસ્તક આનંદ આપે તેને આપણે ચ્હાવાં જોઈએ, અને સાહિત્યમાં ભિન્ન મતાવલંબીઓના વર્ગ અને વર્ગીકરણની માથાકુટમાં ન પડવું જોઇએ." *

ચમ્પો, ગુલાબ, જાઈ આદિ પુષ્પોની ગુંથણીનું પરિણામ આ "કથા ગુચ્છ" છે. એમાં કોઇની નિર્મળ પરિમળ, કોઇની તીવ્ર ઉત્કટ સુવાસ, કોઇનો નયન રંજક વર્ણ, કોઇની મનોહારી મૃદુતા જ્યેમ તૃપ્તિપ્રદ થાય છે ત્યેમ આ **કથા** ગુચ્છ કુસુમ સદૃશ હૃદય રંજક નીવડે એજ.

**રમણીક, અ. મહેતા.**

---

* "Let us love the books which please us and cease to trouble ourselves about Classification and schools of Literature."

Jubs Lemaitre.

# 'કથાગુચ્છ'ની અનુક્રમણિકા.


| કથાંક. | વિષય. | પૃષ્ટ. |
|---|---|---|
| ૧ | અજ્ઞાન અને વિજ્ઞાન ... ... ... ... | ૧ |
| ૨ | ન્હાની વહુ ... ... ... ... ... | ૨૦ |
| ૩ | ગૃહ ધર્મ ... ... ... ... ... | ૩૭ |
| ૪ | સ્નેહનો જય... ... ... ... ... | ૪૪ |
| ૫ | છેવટનો ફેંસલો. ... ... ... ... | ૫૫ |
| ૬ | તંત્રી સાહેબનો ઘોંટાળો. ... ... ... | ૬૯ |
| ૭ | ના મ્હારે ત્હમારી દેવી નથી બનવું. ... ... | ૮૯ |
| ૮ | શારદાચરણનું ભોપાળું. ... ... ... | ૧૧૯ |
| ૯ | સરસ્વતી ... ... ... ... ... | ૧૩૬ |


# પ્રકીર્ણ વિષયાનુક્રમ.


| ક્રમાંક. | વિષય. | પૃષ્ટ. |
|---|---|---|
| ૧ | નવાજુની–આ સાથેનું છુટું કાર્ડ... ... ... | ૩ |
| ૨ | શિવાજી છત્રપતિ. ... ... ... ... | ૪ |
| ૩ | શ્રીમદ્ ભાગવત ભાષાંતર. ... ... ... | ૫ |
| ૪ | ગ્રંથ સ્વીકાર... ... ... ... ... | ૬ |
| ૫ | "નવજીવનાલય"વાળું ચોપાનીયું. ... ... | ૧૦ |
| ૬ | ગ્રંથ લેખકના બે બોલ.... ... ... ... | ૧૨ |
| ૭ | પ્રસ્તાવોક્તિ ... ... ... ... ... | ૧૩ |

# કથાગુચ્છ.

## ભાગ ૧ લો.

### (૧) અજ્ઞાન અને વિજ્ઞાન.

આજકાલ લોકો વિજ્ઞાન વિજ્ઞાન (સાયન્સ) પુકારી રહ્યા છે. પરન્તુ વિજ્ઞાનથી શો લાભ છે તે ઘણા લોકો નથી જાણતા. એ લોકો વિજ્ઞાનને નીરસ જાણીને એનાથી દૂર ન્હાસે છે. પરન્તુ એ એમનો ભ્રમ છે. બધા વિષયોનું થોડું થોડું જ્ઞાન હોવું જોઇએ. આજ હું ત્હમને એવી વાત સંભળાવું છું કે જ્હેને એકવાર સાંભળીનેજ આપને ખબર પડશે કે હું અજ્ઞાન ભારતવાસી હોવાથી વિજ્ઞાને મ્હને કેવો રોવરાવ્યો હતો.

ઉંચી કેળવણી લીધા પછી મ્હોટી પદવી મેળવવાની આશાએ કોલેજ છોડી હું વિલાયત ગયો. લંડનમાં ગયે છ સાત મહિના થયા એટલામાંજ મ્હારે ઘણા સાહેબ લોકો સાથે ઓળખાણ પીછાન થઈ ગઈ. એ લોકોની સાથે રહેવાથી હું પણ એક જાતનો સાહેબજ બની ગયો. હમણાં હું વિલાયતથી પાછો આવ્યો છું પરન્તુ દેશી વેશનો આદર ન જોઇને હું સાહેબજ બનીને રહું છું. અલબત્ત, મ્હારો રંગ થોડોક કાળો છે. પણ રોજ બે ચારવાર સાબુ લગાડું છું. તેથી થોડી ઘણી કસર નીકળી જાય છે.

ઠીક, હવે મ્હારી કથા સાંભળો, હું કહી ચુક્યો છું કે લંડનમાં ઘણા સાહેબો અને મડમોની સાથે મ્હારે પરિચય થઈ ગયો હતો. તેમાં હાર્વી નામના એક ઈન્જીનીયર સાહેબ સાથે મ્હારે ઘણી મિત્રતા થઈ ગઈ હતી. એ ગોરો અંગ્રેજ અને હું કાળો ભારતવાસી, પરન્તુ હમારા બન્નેમાં એ વાતને લીધે રજ માત્ર અન્તર નહોતો. હાર્વી સરકારી નોકર હતો. કેટલાક દિવસો પછી મ્હને ખબર મળી કે એની કાકી મરી ગઈ. કાકીને કોઈ છોકરૂં છૈયું હતું નહિ. તેથી ત્હેનો બધો વારસો–માલ મીલકત–હાર્વીનેજ મળી. હાર્વીએ પણ તરતજ નોકરી છોડીને કાકીના ઘરનો રસ્તો લીધો. જતી વખત મ્હને કહેતો ગયો કે 'જો ભાઈ, પરીક્ષા થઈ ગયા પછી રજાના દિવસોમાં જરૂર મ્હારે ઘેર આવજે, ઓછામાં ઓછું દસ પંદર દિવસ મ્હારે ઘેર ત્હારે રહેવું પડશે.' મ્હેં ત્હેના નિમન્ત્રણનો સ્વીકાર કર્યો અને પૂછ્યું કે "ત્હારો સ્વભાવ જ ઘણો પરિશ્રમી છે. હવે તો ત્હારી પાસે કાંઈ કામ તો છે નહિ. ઘેર જઇને શું કરીશ?" મ્હારા મિત્રે જવાબ દીધો "કેમ? કામની કાંઇ ખોટ છે? બીજાઓને માટે કાંઈ કામ કરવાનું નથી એટલે શું દિવસો આળસમાંજ ગાળવા પડશે? નહિ. જરૂર નહિ. તું મ્હારે ઘેર આવીશ ત્યહારે ત્હને માલૂમ પડશે કે હું મકાનને કળાથી કેવી રીત્યે સજાવું છું." હાર્વી મ્હને શેકહેન્ડ કરી ચાલી ગયો.

ધીમે ધીમે સાત આઠ મહિના જળપ્રવાહની માફક નીકળી ગયા. પરીક્ષા પણ થઈ ગઈ. બરોબર એજ વખતે હાર્વીનો પત્ર આવ્યો. ઘણા માન અને આગ્રહ સાથે એણે ફરીથી મ્હને આમન્ત્રણ કર્યું. હું પણ આખરે એક દિવસ પોર્ટમેન્ટોમાં કપડાં લત્તાં ભરીને, રેલગાડીમાં બેસીને હાર્વીને મળવા ગયો. હાર્વીનું ઘર લંડનથી ચાલીસ માઇલને છેટે છે. એ મ્હને લેવા સ્ટેશન ઉપર આવ્યો હતો. અને મ્હને જોઇને બહુ ખુશી થયો. હમે બન્ને એની ગાડીમાં બેશીને ઘર તરફ ચાલ્યા.

થોડે દૂર ગયા એટલે હાર્વીએ કહ્યું "જો પેલું મ્હારૂં ઘર દેખાય છે. એ બગીચાની ચારે તરફ જે મકાનો દેખાય છે તે મ્હારા મિત્રોનાં છે. મ્હેં મ્હારા ઘરમાંથી એ બધાના ઘરોમાં ટેલીગ્રાફ લગાડી દીધો છે. જ્યહારે કોઈ દિવસ કામ પડે છે ત્યહારે તારથી મ્હારા મિત્રોને બોલાવું છું. એ લોકો આવીને મ્હારી સાથે શેતરંજ રમે છે. નહિ તો બીજા કોઇને પૂછાવું છું કે 'ચલો, આજ આપણે શીકાર ખેલવા જઇએ.'

એટલામાં હમારી ગાડી ઝાંપાની પાસે આવી પહોંચી. હાર્વીએ ગાડીને રોકી. ઝાંપો બંધ હતો. એ ઉઘાડવાને માટે હું ગાડીમાંથી નીચે ઉતરવા જતો હતો પરન્તુ હાર્વીએ મ્હને રોક્યો. ઝાંપો એની મેળેજ ઉઘડી ગયો. આશ્ચર્ય પામીને મ્હેં કહ્યું 'વાહ, વાહ, આ તો બહુ મઝાની વાત.'

હાર્વીએ કહ્યું 'કેમ, આ ત્હારી સમજમાં ન આવ્યું ? ! ઝાંપાની બહાર દસ બાર હાથ લોઢાનું મજબૂત પતરૂં છે. ત્હેના ઉપર ગાડી ચ્હડી એટલે એ થોડુંક નીચું દબાઈ ગયું. એ પતરાની સાથે જમીનની નીચે થઇને ઝાંપાના નીચલા ભાગની સાથે એક સાંકળ લાગેલી છે. જ્યહારે લોઢાનું પતરૂં નીચે નમી ગયું ત્યહારે કળ ઝાંપાના નીચલા ભાગથી છુટી ગઈ. ઝાંપામાં કમાન છે, તેથી તે પોતાની મેળેજ ઉઘડી ગયો. અંદર પણ બરોબર એવીજ રીતે લોઢાનું મજબુત પતરૂં રાખેલું છે. એના ઉપર ગાડી આવ્યાથી ઝાંપો પાછો બન્ધ થઇ જાય છે. મ્હેં કહ્યું 'આવું તો મ્હેં કોઈ દિવસ જોયું નહોતું. દરવાન તો ત્હારે રાખવોજ નહિ પડતો હોય !'

ગાડી પોર્ટિકો ( સાયબાન )ની નીચે જઇને ઉભી રહી, ને મ્હેં જોયું તો એક સાઈસ ( ઘોડાવાળો ) ઉભો છે અને નોકર અંદરથી કમાડ ઉઘાડે છે. હાર્વીએ કહ્યું 'જુઓ, મ્હેં કોઇને બોલાવ્યા નહોતા પણ એ લોકો પોતપોતાના કામને માટે આવી પહોંચ્યા. ઝાંપો ઉઘાડવાના

લોઢાના પતરાની સાથે વીજળીના બે તાર લાગેલા છે. એ તારોએ તબેલા અને નોકરોની ઓરડીની ઘંટડીઓ વગાડી. લોઢાની ચાદરો જ્યહારે નીચી નમી ગઈ તે વખતે બે ઘંટડીઓ વાગી, અને એ લોકોએ જાણી લીધું કે આપણે ત્હાં કોઈ આવ્યું છે.

મ્હેં કહ્યું 'એ તો બહુ જ સારૂં. ત્યારે ત્હાં આવીને કોઈને ખોટી જ ન થવું પડે.'

હમે ઘરની અંદર ગયા. હાર્વીની બહેન પાસેની એક ઓરડીમાં હતી. હમને જોઇને એ હમારી પાસે આવી. હાર્વીએ ત્હેને મ્હારો પરિચય કરાવ્યો. મીસ હાર્વીને જોયાથી એમ માલૂમ નહોતું પડતું કે એ હાર્વીની બહેન છે. ત્હેની ઉમર આશરે પચાશ વર્ષની હતી. ત્હેનામાં સ્ત્રીજાતિની કોમળતા જરાએ નહોતી. યથાસાધ્ય મધુર સ્વરે ત્હેણે પૂછ્યું, 'મહાશય, આવતાં રસ્તામાં આપને કાંઈ અડચણ તો નહોતી પડી ને?' આવી રીત્યે બે ચાર વાતો પૂછ્યા પછી ત્હેને કોઇ કામ યાદ આવ્યું અને એ ત્યાંથી ચાલી ગઈ.

ઉપર જવાના દાદરની ડાબી બાજુએ મ્હેં જોયું કે, એક મ્હોટા લોઢાના સળીઆને લોઢાનાં ન્હાનાં ન્હાનાં ઘણાં શીંકાં વાંકાં વાંકાં ટાંગેલાં છે. દરેક શીંકામાં એક એક બ્રશ હતું. એ કળનો પ્રયોગ સમજમાં ન આવવાથી મ્હેં પૂછ્યું 'ભાઈ, હાર્વી! આ શું છે?'

હાર્વી—'શું આ? એ બ્રશ–સાફ કરવાની કળ છે. આવ, હું ત્હને સમજાવી દેઉં. આ જો, જમીનથી એક ફૂટ ઉંચે એક પુલપીટ–ચબુતરો છે, ત્હેના ઉપર એક સ્ટુલ છે. ત્હેના ઉપર ઉભા રહેવું પડે છે. ઉપર ઉભા રહેતાંની સાથે જ એ સ્ટુલ નીચે ઉતરવા લાગે છે. અને ઉતરતી વખતે ઘડીયાલની માફક અન્દરનાં અનેક ચકરોને ચલાવે છે, એથી બ્રશવાળાં શીંકાંઓ ફરી ફરીને ત્હમારા કોટ, પાટલુન, વિગેરે બધું સાફ કરી નાંખે છે. પરંતુ ટોપી સાફ કરવાનું બ્રશ જે

સૌથી ઉપર છે એ ઘણું મઝાનું છે. જો, એનો આકાર વચમાંથી બે ભાગ પાડેલી હેટ ( ટોપી ) ની પેટીના જેવોજ દેખાય છે.'

મ્હેં કહ્યું 'વિલક્ષણ છે, અદ્દ્ભુત છે, એકવાર એના ઉપર ચઢો તો ખરા.'

હાર્વી સાહેબ જઇને એ સ્ટુલ ઉપર ઉભા થયા. ચઢતાંવાંત જ બધા બ્રશો ફરી ફરીને ત્હેના શરીર ઉપરના બધાં વસ્ત્રો ઝાડવા લાગ્યા. પરન્તુ ઉપરવાળું ટોપીનું બ્રશ એમને એમજ રહ્યું. જ્યહારે નીચેના બ્રશોનું અડધું કામ થઈ રહ્યું ત્યહારે ઉપરનું બ્રશ નીચે ઉતરી આવ્યું. અને જલદી જલદી ગોળ ફરીને દસ બાર ચક્કરમાં માથા ઉપરની ટોપીને સાફ કરી પોતાની જગ્યાએ જતું રહ્યું.

હાર્વીએ ઉતરીને કહ્યું 'કેવું મઝાનું યંત્ર છે? આવ, તું પણ ત્હારાં વસ્ત્ર સાફ કરાવ.'

મ્હેં કહ્યું 'ના, ના, હમણાં રહેવા દો.'

હાર્વી—'ત્યહારે ઠીક, ઉભા રહો, હમણાં હું ખબર કહાડું છું કે જમવાની કેટલી વાર છે.'

હાર્વીના ગયા પછી મ્હેં એ સાફ કરવાનું યંત્ર જોયું. મનમાં એમ પણ થયું કે એ કેવી રીત્યે ચાલે છે, એ એક વખત હું પણ જોઉં. ચારે તરફ મ્હેં જોયું તો ઓરડામાં કોઇ હતું નહિ. હું સ્ટુલ ઉપર ચડી ગયો. બધા બ્રશ સારી રીત્યે ફરીને મ્હારાં વસ્ત્ર સાફ કરવા લાગ્યા અને ટોપીનું બ્રશ—અરે બાપ રે! આ શી આપત્તિ આવી પડી! હાય! મ્હારા તો પ્રાણ નીકળી ગયા.

મ્હારા માથા ઉપર ટોપી ન્હોતી એ વાત તો હું ભુલીજ ગયો હતો. ટોપીના બન્ને બ્રશે મ્હારૂં મ્હોં પકડી લીધું. અંદરના બન્ને ચીપીઆ વડે મ્હારા કાનને અચ્છી રીતે પકડીને એ મ્હારા મ્હોંની ચારે તરફ ફરવા લાગ્યા. મ્હને લાગ્યું કે નાક ઉપર ચામડી રહેવાની

નથી. મ્હેં વિચાર કર્યો કે માથું નીચું નમાવીને ઉતરી જાઉં. પરન્તુ જેવો હું નીચો નમવા ગયો તેવોજ પાછળથી કપડાં સાફ કરનારા બ્રશોએ એટલા વેગથી ધક્કો માર્યો કે હું તરત જ પાછો સીધો થઈ ઉભો થઇ ગયો. સૌભાગ્યથી આ યંત્રણાનો તરતજ અંત આવી ગયો. ઉતરીને જોયું તો હાર્વી એક ખુણામાં ઉભો ઉભો હસ્યા કરે છે. ત્હેનું હસવું બંધ થતું નહોતું. મ્હેં પણ એક વખત હસીને મ્હારૂં મ્હોં સ્હામેના દર્પણમાં જોયું, પહેલાં તો હું હસવાની પરાણે ચેષ્ટા કરતો હતો પરન્તુ હવે મ્હારૂં મ્હોં જોઇને તો મ્હારાથીજ ન રહેવાયું. હું પણ ખુબ ખડખડ હસવા લાગ્યો. માથાના વાળ, મન્દિરની ચમરી જેવા થઈ ગયા હતા અને મ્હારા પ્યારા વ્હીસકર્સ (લાંબી મુંછો) નો એક અંશ કળમાં જ ભરાઈ રહ્યો હતો.

હાર્વીએ હસવું જરા બંધ કરીને કહ્યું:—'શો તમાશો છે ? એ કળ બરોબર મ્હારા જ માપની છે એનો ત્હેં વિચાર ન કર્યો. અને ટોપી ઉતારીને કેવી રીત્યે ચડી ગયો ?' મ્હેં કહ્યું 'બસ, રહેવા દો. હું ખુબ ઝડાઈ ગયો છું.'

'તો આવ, કપડાં બદલ, ભોજન તૈયાર છે.' એમ કહી હાર્વી ઉપરને મેડે એક ઓરડીમાં લઈ ગયો. ત્હેણે કહ્યું 'જેટલા દિવસ અહિં રહે એટલા દિવસ આ ત્હારી ઓરડી છે.'

મ્હેં કહ્યું 'ઠીક, આ ઓરડી તો ઘણી સુંદર છે.'

હાર્વી:—ઓરડી ઘણી મ્હોટી છે. રાતે એકલા આટલી મ્હોટી ઓરડીમાં સુઇ રહેતાં ત્હને બ્હીક લાગે તો હું આ ન્હાના પલંગ ઉપર આવીને સુઇ જઈશ.' મ્હેં કહ્યું 'ના, ના. હવે મ્હને મ્હોટા ઓરડામાં સુતાં બ્હીક નથી લાગતી.'

હાર્વીએ હસીને કહ્યું:—'ઘણી સારી વાત છે. આ ઓરડીમાં કેટલીએક કળો છે તે ત્હને બતાવી દઉં છું. અંધારૂં થતું જાય છે;

પહેલાં દીવા સળગાવીએ. મ્હારે ત્ય્હાં દીવા એની મેળે જ સળગે છે, કોઇ એને સળગાવતું નથી. નીચે એક બેટરી (વીજળી ઉત્પન્ન કરવાનું સાધન) છે. બેટરીના તાર બધી જગ્યાએ ગ્યાસની (હવાની) નળીઓને લાગેલા છે. આ હાથીદાંતના હાથાને દબાવીશ એટલે તરતજ બેટરી ચાલતી થશે. એક તાર ગ્યાસની બધી ચકલીઓ ઉઘાડી દેશે, અને વિજળીથી ગ્યાસ ચાલશે.'

એમ કહી હાર્વીએ હાથો દબાવ્યો. જોત જોતામાં ઓરડામાં બધે ગ્યાસના દીવા સળગી ગયા. આશ્ચર્યચકિત થવાથી હું તો બોલી જ ન શક્યો. મ્હેં પુછ્યું 'ઠીક; પણ આટલે ઉંચે ગ્યાસ કેમ લગાડયો છે?' હાર્વીએ કહ્યું 'એના ઉપર પીતળનું એક શીંકું લાગેલું છે. એ પીતળનું નથી. કંઈ બીજી ધાતુઓનું બનેલું છે. અને એ એવી રીત્યે બનાવ્યું છે કે જરાક ગરમી મળતાંવાંત જ એ વાંકું થઇ જાય છે.

હાર્વીની વાત પુરી થવા નહોતી પામી એટલામાં ઓરડામાંના બધા 'શટર્સ' બન્ધ થઇ ગયા બારીઓના પડદા પડી ગયા. જાણે કે હું ભૂતની હવેલીમાં આવી ગયો.

હાર્વીએ મ્હને આશ્ચર્ય થયલો જોઇને હસીને કહ્યું:—'એ 'શીંકું' ગરમીથી વાંકું થઇ જાય છે અને છતને વળગી રહે છે. છતપર દબાવવાની એક કળ છે. એ કળને એ દબાવે છે. 'શટર્સ' ઉઘાડા હોય છે ત્યારે એક કમાનને આધારે ઉઘાડા રહે છે. દબાવવાની કળ દાબતાંની સાથે જ એ કમાન ઢીલી થઇ જાય છે. અને બીજી કમાનથી શટર્સ બન્ધ થઇ જાય છે. અને જુઓ શટર્સ બન્ધ થતાની સાથે જ પડદાની દોરડી ખસી જઈ પડદા પડી જાય છે.'

મ્હેં પૂછ્યું 'પેલો એક હાથો છે તે પણ ગ્યાસ સળગાવવાના સુઠાના જેવો જ છે. પેલી કળના ઉપર લખ્યું છે ત્હેનું શું પ્રયોજન?'

હાર્વી:—' A નો અર્થ (alarm) એલાર્મ–ભય–છે. પ્રત્યેક ઓરડીમાં એક એલાર્મ છે. છત પર એક મ્હોટી ઘંટડી છે. નીચેની એક વીજળીવાળી બેટરી સાથે એ ઘંટડીનો સંબંધ છે. હાથો દબાવતાં વાંત જ બેટરી ચાલે છે અને ઘંટનો મ્હોટો અવાજ થવા લાગે છે, ઘંટનો શબ્દ સાંભળતાં જ પડોશીઓ સમજી જાય છે કે કોઈ ભારે વિપત્તિ આવી પડી છે. પરન્તુ આજ સુધી એ ઘંટ વગાડવાનું પ્રયોજન નથી પડયું.'

ત્હેણે ફરી કહ્યું; ' આ ઓરડીમાં બે બીજી કળો છે. પેલા ખુણામાં જ્યહાં પડદો નાંખ્યો છે ત્યહાં સ્નાન કરવાની જગ્યા છે. ત્હેની અંદર માથાના ઉપર જ એક મ્હોટો નિર્ઝર (shower bath) છે. અંદર ઘુસતાંજ પાણી ઝરવા લાગે છે, કોઇક કળ દબાવવી નથી પડતી. કાલે સવારે મરજી હોય તો ત્યહાંજ સ્નાન કરજો.'

મ્હેં કહ્યું:—' ઠીક, એમજ કરીશ. હું જાણું છે કે ત્હમારી બધી કળો ત્હમે આ ઓરડામાં લગાડી છે.'

હાર્વી—' નહિ, દરેક ઓરડીમાં કોઇને કોઇ કળ છે. ઠીક, જોઇ આવો કે કળમાં પાણી છે કે નહિ ?'

મ્હેં કહ્યું ' છે, હમણાં આવ્યું છે.'

હાર્વી:—' હમણાં નથી આવ્યું. અંદર જતી વખત ત્હમારા જમણા પગથી ત્હમે કળ દબાવી તેથી પાણી પડવા લાગ્યું છે, અને પાછા આવતી વખત પગથી બીજી કળ દબાવી તેથી જળ પડતું બંધ થઇ ગયું. મ્હેં કહ્યું ' ઘણી હોંશીયારીનું કામ છે. બેઠે બેઠે આંજ કામ કર્યાં કર્યું છે ?'

હાર્વી—' અહિંઆ એક બીજી વાત છે. પથારીની પાસે ત્રણ નળીઓ દેખાય છે ? એ વાત કરવાની છે. જેના ઉપર ૧ લખ્યું છે, એ મ્હારી ઓરડી સુધી ગઈ છે. બીજી બેમાંથી એક મ્હારી બહેનની

ઓરડીમાં અને બીજી લીડીની ઓરડીમાં ગઈ છે. એ બેનું ત્હમારે કામ નહિ પડે. ચાહ લાવવા માટે લીડીને બોલાવવી હોય તો બોલાવજો.' મ્હેં પુછ્યું 'લીડી કોણ છે? એ શું દાસી છે? સુન્દરી જેવી દેખાય છે ને?'

હાર્વીઃ—'કેમ દાસી છે માટે ખુબસુરત ન હોય કે? ભલી આટલી જલદી ત્હમારી નજર એ તરફ ગઇ! જો જો, ત્હેની મશ્કરી ઠઠ્ઠા નહિ ચાલે.'

મ્હેં કહ્યું:—'ત્હમે એવી વાત કેમ કહી? શું ત્હમે મ્હારૂં ચાલચલણ નથી જાણતા?'

હાર્વીઃ—'ત્હમારૂં ચાલચલણ હું સારી રીત્યે જાણું છું. હું તો ત્હમારી કેવળ મશ્કરી જ કરતો હતો. હવે કપડાં બદલો. ભોજન તૈયાર છે. હું પણ વસ્ત્ર બદલવા જાઉં છું.'

વસ્ત્ર બદલ્યા પછી મ્હને વિચાર થયો કે નળીની મારફતે બોલું. નંબર એકમાં હું બોલ્યો. જવાબ મળ્યો 'શું છે?' મ્હેં કહ્યું 'હું વસ્ત્ર બદલી રહ્યો છું. ત્હમને હજી કપડાં બદલી રહેવામાં વિલંબ છે?' ઉત્તર મળ્યો 'ના, હું પણ તૈયાર છું. આવો.'

નીચેના એક મ્હોટા ઓરડામાં હમે ત્રણે ભોજન કરવા બેઠા. ભોજન થઇ રહ્યા પછી મીસ હાર્વી ચાલી ગઇ. હાર્વી મ્હને પોતાની કળોનું કૌશલ સમજાવી રહ્યો હતો એટલામાં ત્યહાં એક ઘંટડી વાગવા લાગી.

હાર્વીએ કહ્યું 'જરૂર એડમ સાંહેબનો તાર (ટેલીગ્રાફ) છે. જોઉં શું કહે છે.'

કટ, કટ; કટ, કટ...

'એ કહે છે કે કાલે સ્હાંજે એમને ઘેર ભોજન કરવું પડશે. હું કહું છું કે 'મ્હારે ઘેર એક મિત્ર આવ્યા છે.'

કટ—કટ—કટ—કટ......

'સાંભળો, એ ત્હમને પણ બોલાવે છે. કેમ આવશો ?'

મ્હેં કહ્યું 'શી હરકત છે ?'

કટ—કટ—કટ......

હાર્વી—ઠીક તો એ જ નક્કી થઈ ગયું.

ઓરડામાં એક પીયાનો વાગતો હતો. હાર્વી પીયાનો વગાડીને ગાવા લાગ્યા. ગીત પુરૂં થતાં ત્હેણે કહ્યું 'આ પીયાનો પોતાની મેળે વાગી શકે એ જાણો છો ?'

મ્હેં કહ્યું:—'પોતાની મેળે કેવી રીત્યે વાગે છે ? ચાવી ફેર-વવી પડે છે ?'

હાર્વી:—'કાંઈ નહિ, જુઓ આ વાગવા માંડ્યું.'

ખરેખર પીયાનો વાગવા લાગ્યો. ચાવીઓ પોતાની મેળેજ ઉંચી નીચી થવા લાગી. જાણે કે કોઇ વગાડતું જ ના હોયની ! પણ પાસે કોઇ નહોતું. પછી હાર્વીએ મ્હને ત્હેનું રહસ્ય સમજાવ્યું. હાર્વીના ઘરની પાસે ત્હેના એક મિત્રનું ઘર છે. ત્હેને ત્યહાં પણ બરો-બર એવો જ પીયાનો છે. પાતળા પાતળા તારોથી બન્નેની ચાવીઓ જોડાયલી છે. એકમાં ગાયન વગડાતું તો બીજામાં પણ એવું ગાયન વાગતું. અત્યાર સુધી હાર્વીએ વગાડ્યું હતું. હવે ત્હેનો મિત્ર વગાડી રહ્યો હતો.

હાર્વી:—જુઓ, મ્હેં એક કેવી સરસ ચોરકલ બનાવી છે ? જે બારણે થઇને ઘરમાં દાખલ થવાય છે ત્યહાં પીતળની બે હાથકળો લાગેલી છે. ત્હેમની સાથે જ બે ગેલવેનીક બેટરી જોડેલી છે. જ્યહારે સુવા જાઉં છું ત્યહારે એક ચાવી દબાવીને બેટરીને ચાલતી કરૂં છું. જો કોઇ ચોર, ઘરમાં ઘુસી જવાનો યત્ન કરે તો એ ઘણી જંજા-ળમાં આવી પડે. ઉલાળો પકડતાંની સાથે જ ત્હેનું શરીર ધ્રુજવા

લાગશે. હાથની નસો એટલી બધી નકામી થઇ જશે કે ત્હેનામાં ઉઠવાની શક્તિ પણ નહિ રહે. તેથી ઉલાળો પકડીને જ ઉભા રહેવું પડશે, આખરે હું આવીને જ કલને બંધ કરી દઇશ.'

મ્હેં કહ્યું—'એતો ઠીક ! પણ જો ત્હને એ વાતની ખબર ન પડે તો બિચારા ચોરને રાતભર દુઃખ ભોગવવું પડે.'

હાર્વીઃ—મ્હારી ઓરડીમાં એક ઘંટડી છે. ઉલાળો પકડતાંની સાથેજ એ વાગવા લાગે છે.'

રાત વધારે પડી ગઇ. હમે સૂવા ગયા. હાર્વીએ મ્હારી ઓરડીના દ્વાર સુધી આવીને ગુડ નાઇટ (રાતની સલામ) કહ્યું. જતી વખત કહેતા ગયા કે કોઇ વાતની જરૂર હોય તો મ્હને તારમાં કહેજો.'

હું પથારી ઉપર જઇ સૂઇ ગયો. થોડીજ વખતમાં ઉંઘ પણ આવી ગઈ. સ્વપ્નમાં હું એવું દેખવા લાગ્યો કે જાણે રેલ ગાડીમાં બેસીને કાંઇ જઇ રહ્યો છું. એન્જીનની સીસુટી વાગી રહી છે. એ સીસુટી સાંભળતાંજ મ્હારી ઉંઘ ઉડી ગઇ. જોયું તો હાર્વી સાહેબ ટેલીફોનની નળીમાં સીટી વગાડી રહ્યા છે–મ્હેં પુછયું 'શી ખબર છે ?' જવાબ મળ્યો કે 'ખાસ કાંઇ નહિ. કોઈ વાતનું કષ્ટ તો નથી ને ? હું કહું છું કે સ્હવારે નવ વાગે આપણે ભોજન કરીશું.' મ્હેં જરા ક્રોધમાં કહ્યું 'અત્યાર સૂધી કાંઇ દુઃખ નહોતું. ત્હમે મારી ઉંઘ બગાડી, હવે મ્હને ન જગાડતા.' 'ન જગાડતા' તો કહ્યું પરંતુ ઉંઘ આવે તો કોઇ જગાવે ને ?! નિદ્રા તો હવે આવતી જ નથી. ઘણા વખત સુધી પથારી ઉપર પડયા પડયા પાસું બદલતો રહ્યો. પરન્તુ ઉંઘ ન જ આવી, ત્યહારે મ્હેં વિચાર કર્યો કે 'હાર્વીએ મ્હને જેવો હેરાન કર્યો તેવો હું પણ ત્હેને છેડી જોઉં.' ટેલીફોનની નળી હાથમાં લઇ સીટી વગાડી. ત્હેમાંથી ઝટ ઉત્તર મળ્યો 'શું છે ?' મ્હેં કહ્યું મ્હને ઉંઘ નથી આવતી. ત્હમે મ્હારી પાસે આવો, નહિ

તો હું ત્હમારી પાસે આવું. ત્હમે જ આવો તો ઠીક પડે. ત્હમે કહ્યું હતું તે પ્રમાણે આવીને મ્હારી પાસે ન્હાના પલંગ ઉપર સુઈ રહો.'

ઉત્તર મળ્યોઃ—મ્હેં ?!!! મ્હેં ત્હને શું કહ્યું હતું ? પાજી, બદમાશ, કમબખ્ત ! તું આવી ખરાબ ચાલનો છે ? સ્હવારે ઉઠીને હાર્વીને કહીને ત્હને જરૂર યોગ્ય શિક્ષા કરાવીશ.'

અરે બાપરે ! સત્યાનાશ વળી ગયું ! ભુલથી બીજા નંબરની નળીથી મ્હેં હાર્વીને બદલે ત્હેની બહેનને બોલાવી. હવે શો ઉપાય ? વિચાર કરીને પાછી નળીને ઉપાડીને મ્હેં કહ્યું. ' મેમ સાહેબ, મ્હારી ભૂલ થઇ ગઇ. ભુલથી આપના ભાઇને બોલાવવાને બદલે મ્હેં આપને બોલાવ્યાં.' કાંઈ જવાબ મળ્યો નહિ. મ્હેં પાછું કહ્યું 'મેમ સાહેબ ! આપ સાંભળો છોને ? માફ કરજો સાહેબ.' પણ કાંઇ જવાબ નહિ. જરૂર મેમ સાહેબે મ્હારા ઉપર ઘણો ભારે ક્રોધ કર્યો છે. હવે એ મ્હારી વાત વધારે નહિ સાંભળે. પ્રયત્ન કરવો નિષ્ફળ સમજીને હું પાછો પલંગમાં પડયો. મનમાં ને મનમાં જે ઘૃણા ઉત્પન્ન થઈ ત્હેનું તો પૂછવું જ શું ? કેવી શરમની વાત બની ? ૫૦ વર્ષની બુઢ્ઢીને મ્હારી પાસે સૂવાને માટે મ્હેં બોલાવી ! આના કરતાં તો મ્હારૂં મૃત્યુ કેમ ન થયું ? અરે ! અરે ! હાય ! હું તો સમજુ છું કે આ વાત ભ્રમને લીધે થઇ. પરન્તુ મીસ હાર્વીના માનવામાં તો એ વાત નહિ આવે. સ્હવારે હું મ્હારૂં મ્હોં કેવી રીત્યે બતાવીશ ? મ્હારાથી રહેવાયું નહિ. હાર્વીને જગાડીને બધી વાત કહેવાને માટે મ્હેં નળી હાથમાં લીધી અને ફરીથી સીટી વગાડી કહ્યું કે ' જુઓ, નામની ઘણી મ્હોટી ભૂલ થઇ ગઇ. બન્ને જણ એક સાથે સૂવાની ઇચ્છાથી ત્હમને ન બોલાવતાં ભૂલથી મ્હેં મીસ હાર્વીને બોલાવી. પરન્તુ ત્હમે તરત મ્હારી પાસે આવી જાઓ. નહિ તો હું ત્હમારી પાસે આવું છું.'

જવાબ સાંભળીને મ્હારી બુદ્ધિ ચકરાવા લાગી. હું તો સ્તબ્ધ થઇ ગયો. આતો હાર્વીનો અવાજ નથી. એ એક કોમળ નમ્ર સ્વર હતો. આ વખતે પહેલાના જેવીજ વિચિત્ર ભૂલથી મ્હેં સુન્દરી લીડીને મ્હારી પાસે બોલાવી હતી. એ કહેવા લાગી 'તું મરી કેમ નથી જતો ? મ્હારી પાસે શું કામ આવે? જહન્નુમમાં નથી જતો?' મ્હેં તરતજ કહ્યું 'અરે ! ક્રોધ ન કરો. આગળ મ્હારી વાત તો સાંભળી લ્યો ?' લીડીએ મ્હને બોલતો અટકાવીને કહ્યું 'શું સાંભળું? કમબખ્ત ! ખબરદાર જો ત્હેં ફરીથી કાંઈ કહ્યું તો, જો આ નળી મ્હેં કાગળથી બંધ કરી દીધી. અને સ્હવારે ઉઠીને ત્હારા મ્હોંપર ઝાક મારીશ."

હાથ પગ લંબાવીને હું પથારીમાં પડયો. ઇંગ્લાંડના શિયાળાની રાત્રે શરીરમાંથી પરસેવો નીકળવા માંડયો. એક તો અંધારી ઓરડી, વળી તે ઉપરના શટર્સ (કમાડની ફરકડીઓ) બધાં બંધ–મ્હારો શ્વાસ રૂંધાવા લાગ્યો, ગભરાટથી દમ ઘુંટવા લાગ્યો. હમણાં પ્રાણ નીકળી જશે એમ લાગ્યું, અને મ્હારાથી રહેવાયું નહિ. શટર્સ ઉઘાડવાની ઇચ્છાથી હું ઉઠીને ઉભો થયો. અંધારામાં દિવાલને અટકીને ધીમે ધીમે ચાલવા માંડયું. પડદાને હાથ અડકી ગયો, હું સમજ્યો કે આહંયાં જાલી છે. અહં ! પણ એ તો ન્હાના પલંગની મચ્છરદાની હતી. વળી હાથ લંબાવી આગળ વધ્યો. બે ત્રણ વાર ખુરસીઓ સાથે ઠોકર ખાઇને '**પપાત ધરણીતલે**' નો ઉપક્રમ થયો. એકવાર કોઇ વસ્તુનો અવાજ થયો. વિચાર કર્યાથી મ્હને લાગ્યું કે પગથી કળ દબાવ્યાથી કળમાંથી પાણી પડવા માંડયું છે. આ વખતે બ્હારી મળી. પડદો ઉંચો કરીને હું બારી ઉઘાડવા ગયો એટલે તો–અરે–રે–રે–રે હું: હું: હું કુદીને દોડી જવા લાગ્યો, પણ એક ખુરશીને પગ અથડાયા અને હું પડી ગયો. આ શિયાળાની રાતે શ્રાવણ ભાદરવાની જલધારાની પેઠે બરફથી પણ વધારે ઠંડી જલની ધારા ઘણા વેગથી મ્હારા શિર-

પર વરસવા લાગી. બારી સમજીને હું સ્નાન કરવાની જગ્યાએ ચાલ્યો ગયો હતો. કાંપતાં કાંપતાં પોર્ટમેન્ટોને ( કપડાંની પેટીને ) શોધી કહાડી ત્હેમાંથી એક પાટલુન કહાડીને મ્હેં પહેર્યો ને રજાઇ ઓઢીને સૂઇ ગયો.

પથારીપર પાછો જઇને સૂઈ તો રહ્યો. પરન્તુ અન્ધારામાં જીવ ગભરાવા લાગ્યો. એકાએક મ્હને ભાન આવ્યું કે હું મ્હોટો અક્કલ વગરનો છું, અન્ધારામાં આટલું દુઃખ પામતાં પહેલાં મ્હારે ગ્યાસનો દીવો સળગાવવો જોઇતો હતો. અને ગ્યાસનો દીવો સળગાવવો કાંઇ મુશ્કેલ પણ નહોતો. હાથો દબાવવા જેટલીજ વાર હતી.

હું પાછો ઉઠયો, શોધતાં શોધતાં હાથા ઉપર હાથ આવી ગયો. મ્હેં તે જોરથી દબાવ્યો. પરન્તુ ગ્યાસ ન સળગ્યો. એં ! આ પાછું શું થયું ? આટલી રાતે ઘંટડી કેમ વાગવા લાગી ? હાય ! હાય ! ગ્યાસ સળગાવવાને બદલે મેં એલાર્મ (ભયની કળ) દબાવી દીધી. હાય ! હાય ! મ્હોટો અનર્થ થઈ ગયો ! છત ઉપર ઘણા જોરથી ઘંટડી વાગવા લાગી. હમણાં આખી પોળના લોક દોડી આવશે. શું કરૂં, ક્ય્હાં જાઉં ? દોડીને હાર્વીના ઓરડામાં જાઉં. એના સિવાય બીજો ઉપાય નથી. નળીમાંથી ત્હેમને બૂમ મારૂં ! નાના, જીવતાં સુધી એ કામ ફરીથી મ્હારાથી નહિ થાય. ઝટપટ ગભરાઇને જ્યહારે બહાર નીકળવા ગયો ત્ય્હારે એક મેજ ઉપર નાના પ્રકારનાં રમકડાંઓ પડયાં હતાં–ધક્કો લાગતાંજ એ એકદમ ઉથલી પડયાં. ત્હેના ઉપરની બધી વસ્તુઓના ચુરેચુરા થઈ ગયા. એટલામાં હાર્વી આવી પહોંચ્યા.

હાર્વીએ પૂછ્યું:—‘ શું થયું ? અરે શું થયું ? મ્હેં કહ્યું:–જે થયું તે થયું, પહેલાં તો ત્હારી ઘંટડીને બંધ કર.’

હાર્વીઃ—‘ આ લો, ઘંટ બંધ થઈ ગયો, જરા થોભજે. હું નીચે જઈ આવું. આખા મહેલ્લાના લોક નીચે બારણા આગળ તો એકઠા થઈ ગયા છે.

હાર્વીએ તારની મારફતે બધાને જણાવી દીધું કે ભૂલથી ઘંટ વાગી ગયો છે. વાસ્તવમાં કોઈ દુર્ઘટના (સંકટ) નથી થઈ. પછી આવીને મ્હારા ઓરડામાં ત્હેણે ગ્યાસ સળગાવ્યો.

મ્હેં કહ્યું:—'ભાઈ, કાંઈ ખોટું લગાડતો નહિ. અંધારામાં ઉંઘ ન આવી ને જીવ ગભરાવા લાગ્યો. ઉઠીને ગ્યાસ સળગાવવા ગયો. તો ભૂલથી ઘંટ વાગી ગયો.

હાર્વી:—'તો એમાં શું થઈ ગયું? કાંઈ ફીકર નહિ. હું હવે જાઉં છું. જઇને સૂઈ રહું. ને જુઓ હું ઉઘાડે દિલેજ દોડયો આવ્યો છું. ખમીસ સુદ્ધાં પહેરવાનો પણ મ્હને વખત ન મળ્યો. ભાઈ, બહુ ત્હાડ વાય છે. હું જાઉં છું.'

મ્હેં કહ્યું 'જરા ઉભા રહો, ઉભા રહો, મ્હારે એક વાત કહેવી છે. હું એક બીજી વિપત્તિમાં ફસાઈ ગયો હતો. ત્હમારી નળીમાંથી ત્હમને બોલાવવાને બદલે મ્હેં મીસ હાર્વીને બોલાવી હતી. તેથી એ......

હાર્વી:—'રહેવાદો–એ બધી વાત કાલે સાંભળીશ. ત્હેને માટે ચિન્તાજ શી છે? સ્હવારે બધું ઠીક થઈ જશે, હું જાઉં છું.'

હાર્વી ચાલ્યા ગયા. હું મ્હારી કથા ત્હેમને કહી ના શક્યો. સ્હવારે મ્હારૂં મ્હોં કેવી રીત્યે બતાવીશ. જો અહિંથી કોઈ પણ પ્રકારે ન્હાશી જવાય તો સારી વાત. મ્હેં વિચાર કર્યો તો ન્હાસવું અસંભવ છે. ઘડીયાલમાં ફક્ત ચારજ વાગ્યા છે. જવુંજ હોય તો આજ વખતે જવું સારૂં છે, થોડા વખતમાં લીડી જાગશે ત્હેને હું કેવી રીત્યે મળીશ? રેલવેનું ટાઇમટેબલ પાસેજ હતું. ઉઘાડીને જોયું તો બરોબર પાંચ વાગે એક ગાડી લંડન જાય છે. તો પછી આજ વખતે ચાલ્યા જવું ઠીક છે. મ્હારો પોર્ટમેન્ટો તો ન્હાનો સરખોજ છે. ત્હેને હાથમાં ઝાલીને જઈ શકું એમ છે.

આમ વિચાર કરીને મ્હેં એક કાગળપર લખ્યું:—'હું વગર કહે ચાલ્યો જાઉં છું. ત્હમારે ખોટું ન લગાડવું. મ્હારા સંબંધમાં કોઈ કાંઈ કહે તો બધું ખોટું સમજજો. લંડન પહોંચીને પત્રમાં બધા સવિસ્તર સમાચાર લખી મોકલીશ.

મેજ ઉપર કાગળ રાખીને ધીમે ધીમે કમાડ ઉઘાડી, પગરખાંનો અવાજ ન થાય, તેથી ત્હેમને હાથમાં લઈ લીધાં અને સીડીની નીચે ઉતર્યો. બારણું સ્હામેજ હતું. બારણા ઉપર લીલા રંગની સાટિનનો એક પડદો લટકી રહ્યો હતો. ત્હેને ખસેડી કમાડોને મ્હેં ધક્કો માર્યો. પરન્તુ તે બંધ જણાયું. ઉલાળાને ફેરવવાથી તે ઉઘડી શકે છે એમ વિચાર કરી જેવો હું ઉલાળો પકડવા ગયો એટલે તરતજ અ–આ ઉ–ઉ–ઉ–ઉ–મ–મ–રી–ગયો–હાય! હાર્વીની ચોર કલમાં હું ફસાઈ ગયો. જમણા હાથથી મ્હેં ઉલાળો પકડયો હતો તેથી ત્હેણે પણ મ્હારા એ હાથને જોરથી પકડી રાખ્યો. મ્હેં ત્હેને છોડયો. પણ ત્હેણે મ્હારો હાથ ન છોડયો. પોર્ટ મેન્ટોને નીચે મૂકીને ડાબે હાથથી હું જમણા હાથને છોડાવવા ગયો. પણ એ પણ પકડાઈ ગયો. બન્ને હાથ પકડાઈ ગયા. કેવલ હાથોનીજ યન્ત્રણા હોત તો હું સહન કરી લેત, પરન્તુ આ તો મ્હારા આખા શરીરને વિજલીના ધક્કા ( Galvanic shock ) લાગવા લાગ્યા.

એકાએક મ્હારૂં શરીર ધ્રુજતું બંધ થયું. હું અધમુઓં થઈ જઈ પાસેની એક બેન્ચ ઉપર બેઠો. સ્હામે જોયું તો હાર્વી ઉભો છે. મ્હારી દારૂણ સ્થિતિ જોઇને ત્હેમણે પૂછ્યું 'ત્હમે ચોર કલમાં કેવી રીત્યે આવી ફસાઈ ગયા?' મ્હેં હાંફતે હાંફતે ઉત્તર દીધો 'હું ઘેર જતો હતો. આખી રાત ઘણું દુઃખ ભોગવ્યું પરંતુ આતો એ બધા દુઃખોને માથે ચડે એવું છે. અરેરે! હું તો અધમુઓ થઈ ગયો છું. હવે તો બારણાં ઉઘાડી દો. હું ચાલ્યો જાઉં.

હાર્વી:—'વાહ! ચાલો, ઉપર આવો. ઘેર કેવી રીત્યે જશો?

મ્હેં કહ્યું:—'ના, હું નહિ આવું. હું જરૂર ચાલ્યો જઇશ. ત્હમે પણ ઘર તો ઠીક બનાવી રાખ્યું છે. અહિયાં કળ, પણે કળ, પણે બેટરી, પેલી જગ્યાએ તાર, અહિઆં ઘંટડી, ત્હાં પાણી, બાપરે, બાપ, આતો ભૂતોનું ઘર છે. અહિંઆ શું સારો માણસ રહી શકે? ઉઘાડો, બારણું ઉઘાડો, નહિ તો ગાડી ખોઈ બેસીશ.'

હાર્વી:—'ખરેખાત જશો? તો થોડા ઉભા રહો. સાઇસને ગાડી જોડવા કહી દઉં. એ ત્હમને સ્ટેશન ઉપર પહોંચાડી આવશે. એટલીવારમાં લીડીને કાંઈ નાસ્તો લાવવાનું કહું એ હવે જાગી હશે.'

અત્યાર સુધી હું વાતો કરી રહ્યો હતો પરન્તુ લીડીનું નામ સાંભળતાંજ મ્હને ફરીથી કમકમી છુટી. મ્હેં કહ્યું 'ના, ના, ભોજનની જરૂર નથી, હું તો આ ચાલ્યો, ગુડબાય. (સલામ)'

હાર્વી:—'કેમ ભાઈ, પાંચ મીનીટે નાહ ઉભા રહો?'

મ્હેં કહ્યું:—'ભાઈ, ક્ષમા કરો, ત્હેના જાગતાં પહેલાં જ હું જઇશ. ગુડબાય, ગુડબાય.'

હાર્વી:—'તો એક મીનીટ તો ઉભા રહો. હું પણ કપડાં પહેરી આવું. હું પણ ત્હમારી સાથે આવીશ.'

મ્હેં કહ્યું:—'ભાઈ હું ત્હમારે પગે પડું છું અને—'

એટલામાંજ દાદર ઉપરથી કોઈ પગનો ખડખડાટ સંભળાયો. શું હવે હું ત્હાં ઉભો રહી શકું એમ હતું? ગુડબાય કહીનેજ હું દોડયો. ઝાંપાની પાસે પહોંચતાં પાછું ભાન આવ્યું કે અહિંઆ પણ કોઈ કળ બળતો નથી લાગી! બૂમ મારીને મ્હેં પૂછ્યું 'કેમ ભાઈ, અહિંઆ તો કોઈ જાતનું દુઃખ નથીને?

હાર્વી:—'દુઃખ શેનું? બ્હીવા જેવું કાંઈ નથી.'

મ્હેં કહ્યું—'કોઈ હાથ કળ, ચોર કળ તો નથી ને ?'

હાર્વીઃ—'ના, ના, ત્હમે નિશ્ચિન્ત થઇને જાઓ.'

ઝાંપાને મ્હેં પગવડે ઉઘાડયો, હાથ ન અડકાડયો. ઝાંપો શરીરને ન અડકી જાય એટલા માટે ઘણી સાવધાનીથી હું બહાર નીકળ્યો.

બહાર સડક ઉપર આવીને મ્હેં ઉંડો શ્વાસ લીધો. પાછો શરીરમાં પ્રાણ આવ્યો.

યોગ્ય સમયે હું લંડન પહોંચ્યો. હવે હું વ્હીસકર્સ ( મુછો ) નથી રખાવતો.

બે દિવસ પછી હાર્વીનો પત્ર આવ્યો. જો કે ત્હેણે મ્હારી મશ્કરીજ કરી હતી તોપણ પત્ર વાંચીને મ્હને ક્રોધ આવી ગયો. પત્રમાં એક જગ્યાએ લખ્યું હતું. 'અરરર! અરરર! ત્હમે લીડીની ઓરડીમાં જવાને તૈયાર હતા ? એ ત્હમે ઠીક ન કર્યું. સારા માણસોના ઘરની દાસીઓ તરફ એવું આચરણ કરવું એ ઘણી ઘૃણાની વાત છે. અને તેમાંએ ખાસ કરીને જ્હાં દોસ્તીનો સંબંધ છે ત્હાં માણસ એવી રીતે ચાલે તો તે ઘણા દુઃખની વાત છે.'

પત્રના મ્હેં કકડે કકડા કરી નાંખ્યા. ત્હેનો ઉત્તર મ્હેં ન મોકલ્યો.

કેટલાક દિવસો પછી હાર્વી પોતે મ્હારી પાસે આવ્યા. મ્હારી ક્ષમા માગ્યા પછી હું ત્હેમની સાથે બોલ્યો હતો. પરન્તુ મ્હેં પ્રતિજ્ઞા કરી દીધી હતી કે ત્હેમના ઘરમાં ફરીથી કદી નહિ જાઉં.



# (૨) ન્હાની વહુ.

બ્રાહ્મણોથી વસાએલા, રાજનગરના એક મહોલ્લામાં ગૌરીશંકર ગોરનું મકાન છે. ગોરમહારાજ એક યજમાનનું એકાદશા સરાવવા નદીએ ગયા છે. ગોરાણી ન્હાઈ ધોઇને સોળે થઇને દેવસેવાની ઓરડીમાં બેઠાં છે. ન્હાનાં ન્હાનાં પૌત્ર પૌત્રીઓ ચોકમાં રમી રહ્યાં છે. ઘડીકમાં હસે છે, ખેલે છે અને ઘડીકમાં રમકડાંને માટે લ્હડી પણ મરે છે. ગોરાણી ઠાકોરજીને સ્નાન કરાવતાં જાય છે, અને આ છોકરાંઓના ઝગડા પણ પતાવતાં જાય છે. વળી 'એમને આવવાનો વખત થયો છે હો' કહીને મ્હોટી વહુને રસોઇની તાકીદ પણ કરતાં રહે છે.

રસોડામાં મ્હોટી વહુ રસોઇ કરી રહી છે. ન્હાની વહુ ત્હેની પાસે બેસીને થાળીમાં ચોખા વીણી રહી છે. દેરાણી જેઠાણીનાં કામની સાથે વાતોનાં ગપ્પાં પણ ખૂબ ઉડી રહ્યાં છે. ન્હાની વહુ બોલી 'ભાભી, આ સાલ તો કુંભનો મ્હોટો મેળો ભરાશે. ચાલોને આપણે પણ ત્યહાં નાહી આવીએ. આ લાગ ગયો તો પછી બારે વરસે કુમ્ભ આવશે. ત્યહાં સુધી કોણ જાણે કોણ જીવ્યું ને કોણ મર્યું. મરી ગયાં તો મનના મનોરથ મનમાંજ રહેવાના.

મ્હોટી વહુએ નિઃશ્વાસ નાંખી કહ્યું 'બ્હેન, આપણાં એવાં નશીબ ક્યાંથી? ત્યહાંતે આપણને કોણ લઈ જાય? વળી સાંભળવા પ્રમાણે ત્યહાં આ વખતે લાખો માણસોની ભીડ થશે, તો પછી ત્યહાં આપણું શું ગજું? એટલી ભીડમાં જવા આવવાનો બા આપણો ધર્મ નહિ.'

'લો આતો ત્હમેજ વાત તોડી પાડવા માંડી. ત્હમેજ આમ

કહો તો પછી એમની તો વાતજ શી? જાત્રા કરવા જવું છે તે જરા દબાવીને મ્હારા જેઠને કહેશો તો એ કાંઈ થોડી ના કહેવાના છે? અને પછી જ્યહાં એમણે કહ્યું એટલે બાપુથી એમનો બોલ ઉથાપાય એમ થોડું છે? મ્હારૂં મન તો કહે છે કે બાપુ આપણા બધાને આ વખતે જરૂર કુંભ લઇ જશે. ક્યહાં કોઇના લગ્ન વિવાહમાં જવું છે કે નોતરાંની વાટ જોઇએ, ત્હમે વળી ભીડથી બહુ બ્હીઓ છો. પણ જાત્રામાં તો ભીડ હોયસ્તો. એ દિવસ આપણે ડાકોરજી ગયાં હતાં, ત્હાં રણછોડરાયજીના મંદિરમાં ક્યહાં ઓછી ભીડ હતી? અને એની ક્યહાં વાત કરો છો! આ આપણે રોજ દ્વારકાનાથજીનાં દર્શન કરવા જઇએ છીએ ત્હાંજ રાજભોગનાં દર્શન વખતે કેટલી બધી ભીડ થાય છે? તીર્થે તો બધાં એવાં ને એવાંજ હોય. એતો બે ધક્કા ખાતાં જઇએ, બે ધક્કા મારતાં જઇએ, અને હોંશે હોંશે બે ડુબકી મારતાં આવીએ.'

દેરાણીની દલીલોથી બિચારી મ્હોટી વહુએ લાચાર બની જઈને કહ્યું 'ઠીક બા, તું કહે એ ખરૂં-પણ તું એકવાર મ્હારા દિયરને બધું સમજાવીને જવાને તૈયાર કરને; એટલે બેડો પાર. જાય ત્હારે મ્હને પણ તેડતી જજે. લે હવે હુંતો દાળ વધારૂં છું. આ ત્હારી વાતોમાં ને વાતોમાં દાળમાં મીઠું નાંખ્યું કે નહિ તે પણ હું તો ભૂલી ગઈ.'

એટલામાં માલણ ફૂલ આપવા આવી. દેરાણી જેઠાણીની વાતો થોડીક છાનીમાની સાંભળ્યા પછી તે મ્હોટે ઘાંટે બોલી ઉઠી. 'કેમ વહુ, શી સલાહ કરી રહ્યાં છો. પ્રયાગજી ન્હાવા જશો કે? મ્હને પણ સાથે લઇ જજો હોં કે' ન્હાની વહુ આથી ચ્હીડાઈ જઇને બોલી મર રાં—આટલો ઘાંટો શેનો પાડે છે? ગળે સિન્દુર દેને.'

માલણ જરા હુરકીયું કરી બોલી આ ન્હાની વહુનો તો મીજા-

જજ કાંઇ ઓર છે. એમાં તે મ્હેં શું ખોટું કહ્યું કે આટલું ચ્હીડાઇ ગયાં. કહ્યું કે ત્હમે બધાં જાઓ તો મ્હને પણ સાથે લેતાં જજો.

મ્હોટી વહુ બોલી 'તુંએ ગાંડી થઈ છું તો. હજુ ગામમાં પેસવાનાં સાંસા છે ને પટેલને ઘેર ઉનાં પાણી મૂકાય છે. કોણ જાય છે ને કોણ આવે છે? જઇશું ત્યહારે થઈ પડશે. જા કાલથી ફૂલ વ્હેલાં મુકી જજે, બા ક્યહારનાંએ ફૂલ વગર બેસી રહ્યાં હતાં.'

માલણ તો ત્યહાંથી ચાલી ગઇ. પણ ન્હાની વહુના મનમાં તો એવો ખળભળાટ ઉઠ્યો કે જાણે સમુદ્રની લ્હેરો. કાલે એ પોતાની ફોઇને ત્યહાં ગઇ હતી, ત્યહાં ખબર પડી કે એની ફોઈ અને એમની પોળનાં બધાંનો સંઘ પ્રયાગના મેળામાં જવાનો છે. હવે એના જીવને ચેન પડ્યું નહિ. એનો જીવ તલપાપડ થવા લાગ્યો. 'હાય, કેમે કરીને મ્હારે જવાનું ઠરે તો ઠીક; પણ સમજાવીશ ને એમણે કદાચ ન માન્યું તો? એમના મ્હોંમાંથી ના નીકળી તો હા થવી મુસ્કેલ છે. પછી તો બાર વર્ષ સુધી કુમ્ભનો મેળો નાહ આવે.' વગેરે વિચારો એના મનમાં ઉત્પન્ન થવા લાગ્યા. પણ એને સૌથી મ્હોટી ચિન્તા તો એ હતી કે ફોઇની છોકરી તથા છોકરાની વહુ કુમ્ભના મેળામાં જઇ આવીને ત્યહાંની નવી નવી વાતો કરશે ત્યહારે પોતાને મુગે મ્હોંએ બેસી રહેવું પડશે.

૨.

અમાવાસ્યાને બે ચાર દિવસનીજ વાર છે. ન્હાની વહુને કુમ્ભ મેળામાં નહાવા શિવાય બીજા કોઈ વિચાર આવતા નથી. ખોળામાં એક વર્ષનું બાળક છે. તે બિચારાને વખતસર ધાવણ પણ મળતું નથી. તો પછી એને ન્હવરાવવા ધોવરાવવાની વાતજ શી? એ બધાં કર્તવ્યોને કોરાણે રાખીને વહુજી આજ સાસુજીની પાસે બેસીને ઠાવકે મ્હોંએ કહેવા લાગ્યાં 'લાવો બા, આજ ત્હમારા પગ ચાંપું. આ

ટ્હાડના માર્યા પગ બહુ ફાટી ગયા છે તે તેલ ચોળું. સાસુજી મનમાં આશ્ચર્ય સાથે કહેવા લાગ્યાં કે 'આજે વહુમાં આટલી બધી ભક્તિ ક્ય્હાંથી ઉભરાઇ આવી? આજ સૂરજ પશ્ચિમમાં તો નથી ઉગ્યો? આટલા દહાડા તો મ્હારો ભાવ પણ નહોતો પૂછાતો, ઉલટું હું કામ બતાવતી તોપણ બહાનું બતાવીને ચાલી જતી હતી. આજ આ શું? વારૂ, એ પણ ઠીક છે. પગ ચંપી કરાવવાનો આ લાગ પણ ખોવો ન જોઇએ.' આમ વિચારીને તે પ્રત્યક્ષ બોલ્યાં 'હા બેટા, ત્હમને ક્ય્હાં ફુરસદ હોય છે કે પગ ચોળાવીએ; આમ કહીને પગ લાંબા કરીને ગોરાણી તો બેસી ગયાં. ન્હાની વહુ પગે તેલ ચોળવા લાગી. પેલી તરફ છોકરો રોવા લાગ્યો. સાસુએ કહ્યું હવે રહેવા દે, જા છોકરાને છાનો રાખ. પછી પગ ચોળજે. પણ વહુએ એ ના સાંભળ્યું. તે તો પગ ચોળતીજ રહી. આડી અવળી વાતો કરીને કહેવા લાગી. 'કેમ બા, ત્હમે કોઈ દિવસ કુમ્ભની જાત્રા કરેલી કે નહિ?'

'ના રે! બેટા! ક્ય્હાંનું નહાવું અને ક્ય્હાંનું ધોવું. ત્હારા સસરાને એ બધું પસંદજ નથી. એ તો કહે છે કે મન ચંગા તો કથરોટમાં ગંગા; ઘરમાં બેસીને રામરામ કર્યા કરો. એકવાર મહા મુસ્કેલીએ ભાભીજી સાથે પ્રયાગરાજ ગઇ હતી; તે પણ કુમ્ભના મેળામાં નહિ હોં કે.'

ચાલો ત્હારે આ વખત નાહી આવો અને હમને પણ નહવડાવી આવો.'

'અરે બેટા આપણને કોણ લઇ જાય? ત્હારા સસરાજીને તો દમ ઉપડે છે તે આવી ટહાડમાં બહાર નિસરે પણ નહિ. આ મ્હારો મ્હોટો તો આજ કાલ કલેકટર સાહેબની સાથે સવારીમાં છે. અને અહિં હોય તો પણ એને આ દહાડામાં ક્ય્હાં રજા મળે છે? હવે રહ્યો એકલો ન્હાનો. તે તો અંગ્રેજી ભણીને અડધો વિશ્વાસી થઇ

ગયો છે. રાત દિવસ દેવતા ને પિતરાઇઓને ગાળો ભાંડે છે.'

એટલામાં ગોર મહારાજ છોકરાની છોકરીનો હાથ પકડીને આવી પહોંચ્યા અને હસીને બોલ્યા 'જો ત્હારી કેટલી સેવા થાય છે. આટલું છતાં પણ તું રોજ કહ્યા કરે છે કે મ્હારા હાથપગની ખબર લેનાર કોઇ નથી.

ગોરાણી બોલ્યાં 'અરે સાંભળ્યું નહિ, આ ન્હાની વહુ પ્રયાગરાજ જવા કહે છે.'

પ્રયાગરાજ ! કુમ્ભના મેળામાં ! ! રામ ! રામ ! ત્યહાં આટલી ભીડભાડમાં જવાનો વહુ બેટીનો ધર્મ નથી.'

સસરાને મ્હોંએથી એવી વાત સાંભળીને ન્હાની વહુ મનમાં ને મનમાં જ શરમાઈ ગઈ, અને ઝટ ત્યહાંથી ઉઠીને કામકાજ આટોપી લેઈને પોતાની મેડીમાં જઇને બેઠી. ત્યહાં આગળ પતિ સાથે શી વાત થઇ તે તો હમને ખબર નથી પણ ત્હેની બ્હેનપણી સાથે એને જે વાત થઈ તે ઉપરથી એટલું તો જણાયું કે, આખરે ત્હેના પતિએ ચ્હીડાઇ જઇને કહ્યું હતું કે 'કુમ્ભકુમ્ભ કરીને તો તું મ્હારો જીવ ખાઇ ગઇ. કોણ જાણે ક્યહાંથીએ ત્હારા શરીરમાં આ કુમ્ભ કર્ણનું ભૂત ભરાયું છે. જવું હોય તો જા ત્હારા ભાઇની સાથે ચાલી જા. ત્યહાં છોકરાને લઇ જઇને ટહાડમાં મારવું હોય તો મારી નાંખો.' 'પેલો છોકરો તો તમારે ત્યહાંજ હતો ને એને હું ક્યાં લઇ ગઈ હતી ખરી વાત તો એ છે કે તુટી તેની બુટી નથી. આવરદા આવી રહ્યો હોય તો કોઇનો રોક્યો રોકાય નહિ.'

ન્હાની વહુએ પોતાની ફોઈના છોકરા પાસે પણ ઘણી વિનંતિ કરાવી એટલે આખરે ગોર માહારાજને ત્હેને પ્રયાગ મોકલવાનું કબુલ કરવું પડ્યું. હવે ખુશીના માર્યા ત્હેનો હર્ષ સમાયો નહિ. ઝટપટ થોડું ઘણું ભાતું કરી ગાંસડી પોટલી બાંધી જવા માટે તૈયાર થઇ

ગઈ. ત્હેની ફોઇનો છોકરો તેડવા આવ્યો. ન્હાની વહુ બધાંને મળવા ગઈ. મ્હોટી વહુ બોલી 'લે તું તો પુન્ય કરવા ચાલી અને હું તો અહિંને આહંજ રહી. હશે, બા, જા હોંશિયારીથી જજે અને રાજી ખુશીથી બધાંની સાથે પાછી આવજે'. ગોરાણી બબુડાને કેડમાં રમાડતાં હતાં ન્હાની વહુના ભાઇના હાથમાં બબુડાને મુકીને કહેવા લાગ્યાં 'જો ભાઇ હું ત્હમારે ભરોસે વહુને જવા દઉં છું. એના સસરા તો નાને નાજ કહેતા હતા, પણ આ તો મ્હેં કહ્યું કે ઠીક, વહુને બિચારીને તીર્થ કરવાની આટલી બધી મરજી છે તો આપણે શું કામ આડે આવીએ. આ મ્હારો સાત વાંઝીઆ પાડનો બબુડો પણ એ મશે પ્રયાગરાજનાં દર્શન કરી આવશે. પણ જો જો એને જીવની પેઠે સાચવજો. એને જરાએ અડચણ ન પડે એ પહેલું જાળવજો.

'ત્હમે એ વાતમાં બેધડક રહેજો. કોઈ વાતની ચિંતા ન કરશો. હું બધાંને સાચવીને લઇ જઇશ. મ્હારા ઘરમાંથી પણ બધાં જાય છે. પ્રયાગરાજની કૃપાથી અને આપ જેવાં વૃદ્ધોના આશીર્વાદથી હમે બધાં રાજીખુશીમાં પાછાં આવીને ત્હમારા ચરણમાં પડીશું.'

ન્હાની વહુ જઇને ગાડીમાં બેઠી, ગોરાણીએ જતેજતે બબુડાને પ્રેમપૂર્વક ચુમ્બન કર્યું. બાળક પૌત્રથી જુદા પડતાં ત્હેમનું હૃદય ભરાઈ આવ્યું. અને કરૂણાર્દ્ર સ્વરે બોલ્યાં 'જે દિવસથી એ બબુડો જન્મ્યો છે ત્યહારથી મ્હારી કેડેથી નીચે નથી ઉતર્યો. અત્યાર સુધી મ્હેં એને મ્હારી આંખ આગળથી ખસેડયો નથી. જો જે વહુ ખબરદાર રહેજે. હુશિયારીથી જજે.'

ન્હાની વહુ તો ગઈ અને અધીરી માલણ તો મ્હોં તાકતીજ રહી ગઇ, એ રાત તો ન્હાની વહુ પોતાની ફોઇને ઘેરજ રહી. બીજે દિવસે બધો સંઘ સ્ટેશન તરફ રવાના થયો.

## ૩.

અમદાવાદ સ્ટેશનના રાજપુતાના રેલવે તરફના મુસાફરખાનામાં આજે મુસાફરોની ઘણી ભીડ છે. ચારે તરફ જ્યહાં નજર નાંખો ત્યહાં માણસોજ દૃષ્ટિગોચર થાય છે. જ્યહાં જુઓ ત્યાં ગાંસડા પોટલાં અને સરસામાનનો ઢગલો પડયો છે. ઘંટ વાગ્યો અને ઝાંપો ઉઘડતાની સાથેજ મુસાફરો ધક્કામુક્કી કરતા સ્ટેશનની અંદર પેઠા અને તૈયાર ઉભેલી ગાડીમાં બેસી ગયા. ન્હાની વહુનો ભાઇ રામેશ્વર પણ, ઘણી સંભાળથી બધાને ઝાંપામાંથી કહાડીને, ગાડીમાં બેઠો. એમની સાથે એમનાજ એક પાડોશી મોદકભક્ત બ્રહ્મદેવ પણ હતા. ત્હેમણે પણ પોતાનાં ગાંસડા પોટલાં ઉતાવળે ઉતાવળે ગાડીમાં મૂક્યાં અને પોતે એક ખુણામાં પલાંઠી વાળીને બિરાજી ગયા. ગાડી ઉપડવાને થોડો વિલંબ છે. રામેશ્વર બબુને લઇને સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર આમતેમ ફરી રહ્યો હતો એટલામાં ત્હેના બાપને દોડતા દોડતા સ્ટેશન ઉપર આવતા જોઇને બોલી ઉઠયો ‘ અહો શંભુરામ, ત્હમે ક્યહાંથી આવી પહોંચ્યા. ’

‘ બબુ ત્હમારી સાથે આવ્યો તે વખતે હું બહાર ગયો હતો. ઘેર આવ્યા પછી ખબર મળી કે બધાં ત્હમારે ત્યહાં ગયા છે અને કાલ સ્હવારની ગાડીમાં પ્રયાગ જવાનાં છે એટલે આજ ઉઠતાંવારજ સ્ટેશન ઉપર આવ્યો છું. ’

બબુ તો પિતાને જોઇને ઘણોજ મગ્ન થઈ ગયો. ખુશીનો માર્યો એ તો જઇને પિતાને ગળેજ વળગી પડયો. એટલામાં ગાડી ઉપડવાનો ઘંટ થયો. શંભુએ પત્નીના તરફ દૃષ્ટિ રાખીને, રામેશ્વરને પૂછ્યું ‘ કેમ ત્હમે બધાં ઠીક બેસી ગયાંને ? ઠીક ત્યહારે, જય જય. જા બબુ, તું પણ ત્હારા મામાની પાસે જા. ’

પણ બબુએ પિતાને છોડયો નહિ. એણે ઘણા જોરથી રોવાનું

શરૂ કર્યું. રામેશ્વર હસીને બોલ્યો ' ત્હમને આજ ગભરાયલા ગભરાયલા સ્ટેશન ઉપર આવતા જોઇને મ્હને તો એમ લાગ્યું કે જાણે કોઇ ચોરને પકડવા ત્હમે આવી રહ્યા છો. આખરે ત્હમે ઝગડો ઉભો કરીજ દીધો. આવ બા, બબુ, મ્હારી પાસે આવ. એમને જવા દે. ચાલ ત્હને પેંડા ખવરાવું.

પિતા પુત્ર પરસ્પર એક બીજાની તરફ સ્નેહદૃષ્ટિથી જોઇનેજ રહ્યા હતા એવામાં રેલગાડીએ સીટી વગાડી. ગાડી ચાલવા લાગી એટલે પેલા લાડુભટ્ટ શંભુરામને મ્હોટે અવાજે કહેવા લાગ્યા. 'ભાઇ, ઉતાવળમાં હું રામેશ્વરને ત્હાં એક પોટલીમાં બરફી તથા પડીઆમાં દહીં ભૂલી ગયો છું. તે જરા મંગાવી લઇને મ્હારી ડોશીને પહોંચડાવી દેજો; નહિ તો ખરાબ થઇને કમજરે જશે. ભૂલતા નહિ હોકે ! '

આગ ખાતી, પાણી પીતી, ધુમાડો ફેંકતી, રેલગાડી સડસડ કરતી ચાલી ગઈ, અને આ સંસારની અનિત્યતાનું સજીવ દૃષ્ટાન્ત બતાવતી ગઇ. જ્યહાં થોડીજવાર પહેલાં આટલો કોલાહલ મચી રહ્યો હતો, તેજ પ્લેટફોર્મ હવે બીલકુલ સુનસાન થઈ ગયું.

ન્હાની વહુ તો થંડે કલેજે ગાડીમાં બેસીને પોતાની ફોઈની છોકરી સાથે વાતો કરવા લાગી. ' બ્હેન, બધાં તો કહેતાં હતાંને કે, રેલમાં ઘણીજ ભીડ હશે. બેસવાની જગ્યાએ નહિ મળે, પણ એ બધું જૂઠું. મ્હને મોકલવી નહિ એટલે એ બધાં બહાનાં. મ્હારી સાસુ દેખીતી તો બહુ ભોળી લાગે છે, પણ એનાં મૂળ બહુ ઉંડા છે. એમની આખી જીંદગી તો તાળા કુંચી સંભાળવામાં અને જેઠાણીની, ચુલ્હો ફુંકવામાં જવાની છે. ન તો એમનાથી કોઈ દિવસ તીર્થ, વ્રત કે પુણ્ય દાન થાય કે નહિ બીજા કોઇને કરવા દેવાય. ધર્મના કામમાં એ બેનું તો ચિત્તજ ચોંટતું નથી. ' ત્હેની આ કુથલીમાં કાંઇ પણ રસ ન પડવા છતાં ત્હેની બ્હેન હાએ હા કરતી ગઈ.

૪.

આજ અમાવાસ્યાનો દિવસ છે. આજ પ્રયાગરાજમાં ત્રિવેણી તટ ઉપર વાલુકાએ જાણે સજીવતા પ્રાપ્ત કરી છે. રેતીના પ્રત્યેક કણનું આજે મનુષ્યદેહમાં રૂપાન્તર થયું હોય એમ લાગે છે. નદીને કાંઠે સેંકડો દુકાનો મંડાઈ છે. વેચનાર અને ખરીદનારના કલરવથી કાન બ્હેરા થઇ જાય છે. એક તરફ સાધુઓની કુટીરો બાંધવામાં આવી છે; અનેક સાધુઓ–બાવાઓ ન્હાના ન્હાના તંબુઓ, રાવઠીઓ કે મ્હોટી છત્રીઓ ઠોકીને ધૂણી તાપતા બેઠા છે. પ્રયાગ, ભારતવર્ષમાં તીર્થરાજના નામથી ઓળખાય છે. કહેવાય છે કે, ઓરમન માના પ્રપંચથી પીડા પામીને, ભાર્યા સીતા અને બન્ધુ લક્ષ્મણજી સાથે મર્યાદા પુરૂષોત્તમ શ્રી રામચન્દ્રજી વનવાસે નીકળ્યા હતા ત્ય્હારે ત્હેમના પવિત્ર ચરણો પ્રથમ આ તીર્થમાંજ પડયા હતા. ભારતવર્ષમાં સાધુસંતોના જેટલા સંપ્રદાય છે તેટલા બધા આ પૂર્ણ કુમ્ભને પ્રસંગે પ્રયાગરાજમા એકત્રિત થયા છે.

ધન્ય હિન્દુ જાતિ ! ત્હારા ધર્મ વિશ્વાસને ધન્ય છે ! ભર શિયાળામાં, જે સમયે લોકો પથારીમાંથી ઉઠવાનું કે રૂની રજાઈ અથવા કાનપુર કે ધારીવાલની બ્લેન્કેટ–ગરમ કામલી–માંથી મ્હોં પણ ઉચું કરવાનું સાહસ ન કરે તેવે સમયે, બ્રાહ્મ મુહૂર્તમાં બરફ જેવા શીતળ જળમાં લાખો હિન્દુઓ જરા પણ શરદી લાગી જવાની કે ન્યુમોનિયા થઇ જવાની શંકા આણ્યા વગર, પ્રસન્ન વદને સ્નાન કરે છે. ધન્ય હિન્દુઓ! ધન્ય ! આ વખતે ત્હમારી પાસે બીજું કાંઈજ રહ્યું નથી. ફક્ત એક ધર્મબળ છે. ઈશ્વર તમારા એ ધર્મબળને કાયમ રાખે, અને ત્હમારા વિચારોને વધારે ઉન્નત બનાવી ત્હમારા હૃદયોને વધારે ઉદાર અને વિશાળ બનાવીને, એજ ધર્મબળદ્વારા દેશની વધારે સંગીન સેવા ત્હમારે હાથે કરાવે !!

આજ અહિં ધનવાન કે ગરીબનો ભેદ નથી. લક્ષાધિપતિ શેઠો, ભૂમિના અધિપતિ રાજા, મહારાજા અને જાગીરદારો, સત્તાધારી અમલદારો અને લંગોટધારી ભિક્ષુકો, એકજ આરે સ્નાન કરી રહ્યા છે. એમનામાં અત્યારે કોઇ જાતનો ભેદભાવ દૃષ્ટિગોચર થતો નથી. ગંગા યમુના અને સરસ્વતી એ ત્રણે સરિતા આ સ્થળે એકત્ર મળીને બ્હેનોના પરસ્પર મીલનથી થતા આનંદનો ભાસ કરાવે છે. આજે હિંદુ ધર્મના સઘળા સંપ્રદાયના લોકો, એ પુણ્યસ્થાનમાં સ્નાન કરીને સમાન આનંદ કરે છે, અને અક્ષય પુણ્યનો સંચય કર્યાનો સંતોષ મેળવે છે. અંગ્રેજ લોકો પણ પોતાની સહધર્મિણીઓને લઇને નૌકાઓમાં બેસીને આ અપૂર્વ દૃશ્ય જોવા નીકળી પડયા છે.

આટલી વિશાળ ભીડમાં ન્હાની વહુ બબુને લઇને, કોઈ, કોઇની છોકરી તથા કોઈના છોકરાની વહુ સાથે ઉભી છે. રામેશ્વર અને ત્હેમના પડોશી લાડુભટ્ટ, એ બધાને સાચવવા પાસે ઉભા છે. એ સમયે સાધુ સંન્યાસીઓ સ્નાન કરવા જતા હોવાથી પોલીસ લોકો બીજા જાત્રાળુઓને કોરાણે ખસવાની બુમો પાડતા હતા. સંન્યાસીઓના દળ કે સાધુઓના અખાડા એકે એકે હાથી, ઘોડા, નિશાનડંકા, સોનારૂપાની છડી, ચમ્મર વગેરે સાથે સ્નાન કરવા માટે ઘાટ તરફ જવા લાગ્યા. ત્હેમનો ઠાઠ જોઇને યાત્રાળુઓની આંખો અંજાઈ જતી હતી, ત્યહારે અંધ શ્રદ્ધાનો અંશ જેમના હૃદયમાંથી ઓછો થઇ ગયો હતો, તેવા કેટલાક યુવકોના મુખમાંથી ઉદ્દગાર નીકળતા હતા કે આટલો રાજસી ઠાઠ રાખવો હતો તો ઘરબાર, બૈરાં છોકરાં છોડીને, સાધુ શું કામ થયા? બુદ્ધ ભગવાન અને ત્હેમના અનુયાયી કેટલા રાજવંશીઓ રાજપાટ છોડી દઇને લંગોટી સ્વીકારતા હતા, ત્યહારે આ સાધુઓ લંગોટ પહેર્યા પછી આવી બાદશાહી સાહેબી ભોગવે છે; અને ત્હેમાં પણ એક બીજા કરતાં આગળ રહેવામાં એટલી બધી

સ્પર્ધા કરે છે. જો અંગ્રેજ સરકારનો આટલો બધો સારો બંદોબસ્ત ન હોય તો આ ધર્મક્ષેત્રમાં ક્યહારનાંએ ક્રુઝેડ–ધર્મયુદ્ધો–મંડાયાં હોત.

રામેશ્વર જે સ્થળે ઉભો હતો તે સ્થળે પહેલાં થોડી ભીડ હતી. ધીમે ધીમે ત્ય્હાં પણ લોકો ભરાઈ ગયા. ભીડ જોઇને એણે બબુને પોતાની કેડે બેસાડયો. બબુએ રોવું શરૂ કર્યું. ન્હાની વહુએ રામેશ્વરને કહ્યુંઃ–'ભાઈ, આજ એણે હજુ સુધી કશું ખાધું નથી. એને કાંઈ ખાવાનું અપાવો.' એટલામાં કોઇ સંન્યાસીની જમાતનો હાથી ગાંડો થઇને મેળામાં છુટયાની ગડબડ મચી રહી. લોકો ન્હાસભાગ કરવા લાગ્યા. એ ગડબડમાં રામેશ્વરની મા કોઇનો ધક્કો લાગવાથી જમીન ઉપર પડી ગઈ અને ત્હેને સખ્ત ઇજા થઈ. રામેશ્વર માની સારવાર કરવા દોડયો, અને બબુને ત્હેની માને સોંપ્યો. પોલિસના અમલદારોએ મહા મુસિબતે એ ગાંડા હાથીને પકડાવીને, જાત્રાળુઓનો માર્ગ ખુલ્લો કર્યો. થોડીવારમાં મનુષ્યરૂપી મહાસાગરમાં પાછી ભરતી આવી. દરેક જાત્રાળુને એ ઇચ્છા હતી કે સૌથી પહેલો હું નાહીને તીર્થસ્થાનનું સઘળું પુણ્ય ખાટી જાઉ. ભીડમાંથી માર્ગ કરીને હરકોઇ આગળ ધસતું હતું. છતાં પણ છેક નદીના ઉપર પહોચવું ઘણું મુશ્કેલ હતું. એ ભીડનો કાંઈ સુમાર હતો ? એવી ઠઠોઠઠ ભીડમાંથી જગ્યા કરવી એ કાંઇ સહેલ હતું ? આવી ભીડમાં 'ન્હાની વહુ' પણ નહાવા નીકળી હતી. આ ભીડમાં એ બિચારીનું શું ગજું ? પછાડીથી મનુ-ષ્યોનો ધસારો આવ્યો, અને આગળના માણસોને ચાલવા માટે જોસ-ભેર ધક્કો માર્યો. આ ધસારામાં ઘણાં મનુષ્યો નીચે પડી ગયાં. કોણ ક્ય્હાં પડી ગયું ત્હેનું ઠેકાણું રહ્યું નહિ. 'ન્હાની વહુ' થી આવામાં બાળક બબુને સંભાળી શકાયો નહિ અને તે કેડમાંથી નીચે પડયો. કેવી શોચનીય અવસ્થા ! પોતાની જાતનું રક્ષણ કરવાની શક્તિ નહોતી છતાં પણ પ્રાણથી પણ અધિક પ્યારા સંતાનનું રક્ષણ કરવામાં તે

વ્યગ્ર થઇ. બ્હેબાકળા વેશે 'ભાઇ ભાઇ' કરી તે રામેશ્વરને બોલાવવા લાગી. માથું કુટીને આસપાસના લોકોને બાળકને ખોળી આપવાની વિનંતિ કરવા લાગી. પણ કોઇએ એની દયાજનક વિનંતિ ઉપર કર્ણપાત કર્યો નહિ. ત્હેનાં સાથી બધાં આ ભીડમાં વિખુટાં પડી ગયાં હતાં. આ ભીડમાં જ્યહાં દરેકને વ્હેલા વ્હેલા સ્નાન કરવાની ધુન લાગેલી ત્યહાં કોણ કોની વાત સાંભળે અને ખબર લે? ભીડમાં નીચા વળવા જેટલી પણ જગ્યા નહોતી તો પછી 'ન્હાની વહુ' બિચારા બાળકને શોધે પણ કેવી રીત્યે? એકવાર નીચા નમ્યા તો ગમે તેવા બળવાન પુરૂષને પણ ઉઠીને ઉભા થવું મુસ્કેલ હતું. આખરે કોઇની પણ મદદ ન મળતાં, લાચાર બનીને એ પોતે નીચી નમીને પુત્રને શોધવા લાગી. આથી એની દશા ઘણીજ દયાજનક થઇ. ઉપરાઉપરી આવતા મનુષ્યોના ટોળાના ધક્કાથી જમીનદોસ્ત થઇ ગઇ. અને ત્હેના નાજુક શરીર ઉપર થઇને હજારો જાત્રાળુઓ ચાલ્યા ગયા. આ હૃદયવિદારક, કરૂણોત્પાદક દૃશ્યનું અધિક વર્ણન કરવાનું સાહસ હમારી લોઢાની કલમમાં પણ નથી. જે વાંચકોએ એવા મ્હોટા મેળાઓ જોયા હશે તેઓ સ્વતઃ આ દૃશ્યની કલ્પના કરી શકશે.

રામેશ્વર આટલી ભીડમાં શરીરે તો સહીસલામત રહ્યો હતો પણ ત્હેની માનસિક સ્થિતિ ઘણી દયાજનક હતી. તે પોતાનાં બધાં સંબંધીઓથી છુટો પડયો હતો. આખો દિવસ, એણે ભૂખ તરસ વેઠીને એ બધાંની શોધમાં ગાળ્યો. આખરે મહાપરિશ્રમે ત્રણ ચાર વાગ્યે એક સ્થળે પોતાની સ્ત્રી અને બ્હેનને ઉભાં રહેલાં જોયાં. બ્હેનના ગળામાંથી કોઇએ મંગળસૂત્ર તોડી લીધું હતું. અને સ્ત્રીનો કાન કાપીને કોઈ કાનની વાળી કહાડી ગયું હતું. લોહીને લીધે પત્નીનાં બધાં કપડાં ખરડાઇ ગયાં હતાં. એમની તો એ દશા હતી ત્યહારે ઉતારામાં મા વેદનાથી તરફડીયાં મારતી હતી. ખેર! ગમે તેવી દશામાં

એ બધાંનો તો પત્તો લાગ્યો. પણ હાં, 'ન્હાની વહુ' ક્યહાં છે? રામેશ્વરનો જીવ ત્હેને માટે સૌથી વધારે આકુળ વ્યાકુળ થવા લાગ્યો. એને ફક્ત એજ વિચાર આવ્યા કરતો હતો કે શંભુરામ અને ત્હેનાં માત પિતાને જઇને શું મ્હોં બતાવીશ? જ્યહારે તેઓ પૂછશે કે ન્હાની વહુ ને બબુ ક્યહાં છે? ત્યહારે હું શો જવાબ દઇશ? ત્હેને વળી એ પણ વિચાર આવ્યો કે લોકો એમ પણ કહેશે કે પોતાની મા બ્હેનને તો સાચવીને લાવ્યો, અને મામાની છોકરીની કાંઈ સંભાળ ન લીધી. આંગળીથી નખ વેગળા તે વેગળાજ. આવી આવી ચિન્તાથી અત્યંત ગભરાઇ જઇને આકુળ ચિત્તે, કાતર સ્વરે રામેશ્વર પ્રભુને કહેવા લાગ્યો 'હે ઇશ્વર! કયા જન્મના પાપે મ્હારા ઉપર આ કલંક ચોટાડયું? હાય! આના કરતાં તો મ્હારૂં મૃત્યુ શા માટે ન થયું? મ્હારા ક્યહાં ભોગ મળ્યા કે સ્ત્રીઓની સલાહ માનીને હું આહં આવ્યો?'

ગાંડા મનુષ્યની પેઠે આખા મેળામાં દસ દસવાર રામેશ્વર પોતાની બ્હેન—'ન્હાની વહુ' ની શોધમાં ફર્યો. કદી ત્રિવેણીને કાંઠે, તો કદી સાધુઓની કુટીરમાં, તો કદી જે સ્થળે મડદાંઓનો એક મ્હોટા મિનારાના આકારમાં ઢગલો કર્યો હતો ત્યહાં તો કદી પોલીસના થાણામાં એની ખબર કહાડવા જતો. આખરે ઘણી શોધ પછી ખબર પડી કે 'ન્હાની વહુ' ને ઘવાએલા લોકો ભેગી ઇસ્પીતાલમાં લઇ ગયા છે. રામેશ્વર તરતજ ઇસ્પીતાલમાં પહોંચ્યો. જોયું તો 'ન્હાની વહુ' ને એક ખાટલા ઉપર સુવાડી મૂકી છે. ત્હેની છાતીમાં એક સખ્ત ઘા લાગ્યો છે, હાડકાંના ચુરેચુરા થઇ ગયા છે. ભાઇને જોતાં જ એ હતભાગિની છાતી ઉપર બે હાથ મૂકીને 'બબુરે, બબુરે,' કરીને બુમો પાડવા લાગી, અને ભાઇને કહેવા લાગી 'ભાઈરે, ત્હમે બબુને તેડી આવોને! હાય! મ્હારા એ કુમળા ફૂલ જેવા છોકરાએ કચ્હારનું કાંઇ ખાધું નથી. ત્હમે જલદી જઇને એને અહિં

લઇ આવો, હું એને ધવડાવું. આ રાત પડવા આવી, મ્હારો બચુ મ્હને મૂકીને કોની પાસે સૂઇ રહેશે? હાય! હું શું મ્હોં લઇને અમદાવાદ જઇશ? સાસુ જ્યહારે મ્હારાં હાથમાંથી બચુને લઇ લેવા આવશે ત્યહારે હું શું કહીશ? ભાઇ, ત્હમે એકવાર જઇને શોધો, તે કોઇ જગ્યાએ પડી ગયો છે, ત્હમે એને અહિં લઇ આવો.'

હાય અભાગિની ન્હાની વહુ! ત્હારા બચુનું આ પૃથ્વી ઉપર હવે ચિહ્ન પણ નથી રહ્યું. ત્હેનું માખણ જેવું કોમળ શરીર લાખો મનુષ્યોના પગતળે કચરાઇને ધૂળમાં મળી ગયું છે. હાય! એ પુત્ર-શોકાતુરા જનનીનો મર્મભેદી વિલાપ લખવાનું હમારામાં સામર્થ્ય નથી. રોતે રોતે ત્હેને લોહીની ઉલટીઓ થવા માંડી અને થોડીવારમાં એ અચેતન થઇને પથારીમાં પડી.

બીજે દિવસે આ સમાચારના તાર મારફતે ખબર મળવાથી શંભુરામ પ્રયાગ આવ્યો. પહેલાં તો આ હૃદયવિદારક ઘટનાનું સવિસ્તર વર્ણન સાંભળીને ત્હેણે અસ્ખલિત અશ્રુપાત કર્યો. ત્હેને જોઇને ન્હાની વહુ આખું ઓઢીને ખૂબ રોઈ. પણ થોડી વાર પછી શંભુરામે રામેશ્વરને કહ્યું 'જોયું આ પ્રયાગસ્નાનનું ફળ તો અહિં જ મળી ચૂક્યું, ચાલો હવે આ બધાંને ઘેર લઇ જવાનો બંદોબસ્ત કરીએ.' ન્હાની વહુ રોતાં રોતાં બોલી 'વડીલોનું કહ્યું ન માનીને હું અહિં આવી તો, એ પાપનું પ્રાયશ્ચિત્ત પણ બરોબર કરવું પડ્યું. હવે હું ઘેર પાછી જઇશ નહિ. હવે તો હું મ્હારા બચુની પાસે અહિંજ રહીશ.'

ભગવાને આ હતભાગિનીની વિનંતિ ઉપર કર્ણપાત કર્યો. થોડા સમયમાં 'ન્હાની વહુ' પણ આ સંસારનો ત્યાગ કરી પોતાના બાળક પુત્ર પાસે પહોંચી.



ખાસ બાળોપયોગી સરળ અને સુબોધક પુસ્તકો.

# સદ્ગુણી બાળકો.

**કેળવણી ખાતાએ ઈનામ લાઇબ્રેરી માટે મંજુર કરેલું.**

**બીજી આવૃત્તિ પૃષ્ટ ૧૭૫. કિં. ૦)≡ પો. ૦)−**

અનેક પ્રખ્યાત મહાન પુરૂષોએ અને બીજાઓએ બચપણમાં ખરા પ્રસંગે દુઃખ વેઠીને પણ દર્શાવી આપેલા વિવિધ સદ્ગુણોના અસરકારક અને ખરા બનેલા ૮૧ બનાવોનો સંગ્રહ.

# બાળકોની વાતો.

**બીજી આવૃત્તિ પૃષ્ટ ૧૪૦ કિં. ૦)≡ પો. ૦)−**

લેખક વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢિયારે ચર્ચાની ઢબથી રસિક અને સરળ ભાષામાં બાળકોને આપોઆપ ઉત્તમ ઉપદેશ મળે એવી વાતો એમાં આપેલી છે.

# બાળ સદ્બોધ.

**પૃષ્ટ ૧૬૦ કિં. ૦)≡ પો. ૦)−**

મહાભારત, રામાયણ, ભાગવત ઇ. ધર્મગ્રંથો તેમજ બીજાં ઉત્તમ પુસ્તકોમાંની અનેક ઉત્તમ, રસિક અને સુબોધદાયક વાર્તાઓ અને દૃષ્ટાન્તો ખાસ સાદી ભાષામાં આમાં આપ્યાં છે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય,** કાલબાદેવીરોડ–**મુંબઈ.**

# (૩) ગૃહધર્મ.

## પત્નીવ્રત.

ગોપાળદાસની પત્ની શ્યામકોર પથારીવશ થઇ છે. કંઠે પ્રાણ આવી રહ્યા છે. ડોક્ટર, હકીમ, વૈદ્ય વગેરે બધાએ સાફ જવાબ દઈ દીધો છે. હવે ફક્ત તે બીજા બે ત્રણ કલાકની મહેમાન છે. કુટુમ્બ અને પરિજનના લોકો આ આસન્નમૃત્યુ શય્યાને ચારે પાસેથી ઘેરીને રોઈ રહ્યાં છે. મુમૂર્ષુ ઘડીએ ઘડીએ નેત્ર ખોલીને બધાંની તરફ જુએ છે, અને ઘડીકમાં વળી પાછી દૃષ્ટિ ફેરવી લે છે. ગોપાળદાસના દૂર-અંદેશ પિતા ગળે પ્રાણ આવેલી આ સ્ત્રીની આકુળ વ્યાકુળ અવસ્થા જોઇને ત્હેનો મનોભિલાષ સમજી ગયા. તરત જ ત્હેમણે પુત્રને બોલાવી કહ્યું ' ગોપાળ હમે લોકો જરા બહાર જઇએ છીએ. તું થોડીવાર અહિં બેસજે ' એટલું કહી તે બહાર નીકળી ગયા.

પતિપરાયણા, કંઠસ્થપ્રાણા શ્યામકોર પોતની તરફ એકી ટશે જોવા લાગી. થોડીકવાર પછી ગોપાળદાસે પૂછ્યું 'તું મ્હને કાંઇ કહેવા માગે છે ?' શ્યામકોરે ધીમે સ્વરે કહ્યું ' હા, વ્હાલા, મ્હારા મરી ગયા પછી ત્હમે લગ્ન કરજો, એજ માત્ર કહેવું છે ' ગોપાળદાસના ગાલ ઉપર અશ્રુની ધારા વહી રહી હતી. ત્હેમણે કહ્યું ' ના એમ નહી બને, હું હવે ફરીથી લગ્ન નહિ, કરૂં. ' ત્હેમની સ્ત્રી બોલી 'ના, એમ ન થાય. ત્હમને અડચણ પડશે. ત્હમે જરૂર પરણજો' શ્યામકોરના સુકા પડેલા ઓષ્ટ ઉપર દવાનાં બેચાર ટીપાં રેડીને ગોપાળદાસ કહેવા લાગ્યા ' તું મ્હને બીજી કોઇ વાત માટે આગ્રહ કર. જીવને જોખમે પણ ત્હારી ઇચ્છા હું પૂરી કરવા તૈયાર છું. પરંતુ આ વાતની તું હઠ કદી ન પકડીશ. "

જરાક મ્હોં મલકાવીને શ્યામકોર પાછી ધીરે સ્વરે કહેવા લાગી. 'ત્હમે શા માટે લગ્ન કરવાની ના કહો છો? મરી ગયા પછી મનુષ્યમાં ક્રોધ કે ઈર્ષ્યા કરવાની શક્તિ રહેતી હોય તો હું કહું છું કે આપના નવા લગ્નથી મ્હને જરા પણ અસંતોષ નહિ થાય. ત્હમે ખુશીની સાથે વિવાહ કરજો, વ્હાલા.'

ઉભરાઈ જતા સ્નેહથી શ્યામકોરના હાથ પકડીને ગોપાળદાસ કહેવા લાગ્યા. 'તું વારંવાર શા માટે એવો આગ્રહ કરે છે? હું કદાપિ લગ્ન નહિ કરૂં' મુમૂર્ષુના હોઠ ઉપર મૃદુ હાસ્ય છવાઇ રહ્યું. ટગુમગુ થએલો દીપક એક ક્ષણને માટે જરાક પ્રજવલિત થઇને પાછો બુઝાઇ ગયો એ હસવું અવિશ્વાસ જનિત વ્યંગનું હતું કે સંતોષનું, તે બરાબર સ્હમજવામાં ન આવ્યું.

× × × × ×

ગોપાળદાસ આજથી એક જમાના પહેલાનું ઉચ્ચ શિક્ષણ પામેલા, બી. એ.ની પદવી ધરાવનારા એક વિચારશીલ યુવક હતા. એ વખતમાં ગ્રજ્યુએટોના સંબંધમાં આજકાલના જેવી દુર્દશાનો સૂત્રપાત થયો ન હતો. શ્યામકોરની શ્રાદ્ધક્રિયા સમાપ્ત થતાં અગાઉજ ત્હેમના વિવાહની ચર્ચા લોકોમાં થવા લાગી. અનેક જગ્યાએથી માગાં આવવાં શરૂ થયાં. ગોપાળદાસ બધાંને મીઠી મીઠી વાતોથી સંતુષ્ટ કરીને પાછા વાળતા રહ્યા. શ્રાદ્ધ થઈ ગયા પછી તો કન્યાઓના ભારથી પીડાતા (?) પિતાઓની એક મંડળીએ ગોપાળદાસના પિતાજીને જઇ ઘેર્યા. ગોપાળદાસના પિતાએ કહ્યું "ગોપાળના વિવાહ સંબંધી મ્હને કાંઇ ફીકર નથી. છોકરો હવે સમજદાર અને ઉમર લાયક છે. માટે જે વિચાર એનો હોય તેજ મ્હારો માની લેજો. જો તમે બધા મળીને એને મનાવી શકો તો પછી વિવાહ જેવું રૂડું શું? ગામના

બધા ડોસાઓ પુત્રની આજ્ઞા પ્રમાણે ચાલવા માટે ગોપાળદાસની પાસે પહોંચ્યા. ગોપાળદાસની સાથે વાદવિવાદ કરીને આખરે પોતાની વાત ત્હેમને ગળે ઉતારવાનો આ બુઢ્ઢાઓએ નિશ્ચય કર્યો હતો. ત્હેમણે પહેલો પ્રશ્ન આ કર્યો 'ત્હમે વિવાહ કેમ નથી કરતા?' ગોપાળદાસે હસીને જવાબ આપ્યો 'આ 'કેમ' નો તો ઉત્તરજ નથી. આપણે જેટલાં કામો કરીએ છીએ તેટલા બધાનો કાંઇને કાંઇ ઉદ્દેશ તો અવશ્ય હોય છે. છતાં ધારવા પ્રમાણે વગર કારણનાં પણ કોઇ કાર્ય હોય તો આ મ્હારા એક કામની ગણના એમાં કરી લેજો.' આ વાક્ય સાંભળીને તે આવેલા વૃદ્ધ પુરૂષો ક્રોધથી બળીને ખાક થઈ ગયા, અને ગોપાળ-દાસ તથા ત્હેમના પિતાને આડી અવળી ચોપડાવા લાગ્યા. જે સમયમાં પિતાની ઇચ્છા મુજબ ચાલવું એજ શાસ્ત્ર મનાતુ હતું તે સમયમાં ગોપાળદાસના બાપે પુત્રને આવી રીત્યે મોંઢે ચ્હડાવવો અને ત્હેની મારફ્ત ગામના વૃદ્ધ પુરૂષોનું અપમાન કરાવવું એ ગ્રામનિવાસીઓને અત્યંત અસહ્ય માલૂમ પડયું. એ લોકો ગોપાળદાસના પિતા આગળ જઇ ગર્જના કરી કહેવા લાગ્યા 'અંગ્રેજી ભણાવી ત્હમે છોકરાને ઘણો શાણો અને કુળદીપક બનાવ્યો! બસ! હવે દેશ અને ન્યાત જાત બધું નષ્ટ થઈ જવાનું એ નક્કી સમજી લેજો. ન્હાના મ્હોટાની કાંઇ મર્યાદાજ ન રહી. આ પેલો મોતીચંદનો પુત્ર રામદાસ મુંબઈ જઇને અંગ્રેજી ભણી આવ્યો છેસ્તો. પણ એણે તો કુળની લાજ મરજાદા બીલકુલ છોડી નથી. પોતાના કુલવાનપણાને માટે તે કેટલું બધું અભિમાન ધરાવે છે! પણ ગોપાળનાજેવો તો મિથ્યાભિમાની છોકરો અમે ક્યાંય પણ ન દેખ્યો. ત્હેણે તો વડીલોની પ્રતિષ્ઠાનો કાંઇ પણ ખ્યાલ ન કરતાં હમારા બધાની વાતજ એકદમ ઉડાવી દીધી." આ વગેરે અનેક કટાક્ષો સાંભળીને ગોપાળદાસના પિતાએ ઘણા પ્રસન્ન થઇ કહ્યું 'આજે ત્હમે લોકોએ મ્હને અનહદ આનંદ ઉપજાવ્યો છે. આજ મ્હારી ખાત્રી

થઇ છે કે મ્હારા પુત્રે ખરેખરી કેળવણી મેળવી છે. એક પગ સ્વર્ગમાં અને બીજો મૃત્યુ લોકમાં હતો એવી ત્હેની સ્ત્રી, પૂજનીય અને માનનીય દેવી સમાન શ્યામકોર આગળ મ્હારા પુત્રે જે પ્રતિજ્ઞા લીધી હતી ત્હેનું જીવતા સુધી પાલન કરવાનો ત્હેણે જે પ્રયત્ન કર્યો છે, તેથી આજે હું ઘણો જ ખુશી થયો છું. ત્હેની આ પ્રતિજ્ઞા નભશે કે નહિ તે હું કહી શકતો નથી પણ ત્હેને પાળવાના ગોપાળના યત્નેજ મ્હને યથેષ્ટ આનંદિત કરી દીધો છે. ત્હમે બધા જરા વાર બેસો. આવા શુભ સમાચાર આપ્યા પછી ગળ્યું મ્હોં કરાવ્યા વગર હું ત્હમને જવા નહિ દઉં' ગામના વૃદ્ધ પુરૂષો તો આશ્ચર્યયુક્ત નેત્રે એક બીજાના સ્હામું જોવા લાગ્યા. ગોપાળદાસનો એક ટીખળી મિત્ર કંદોઇની દુકાન તરફ દોડ્યો.

× × × × ×

બે વર્ષ વહી ગયાં છે ગોપાળદાસ મરણ શય્યા ઉપર પડેલા પિતાજીની પાસે બેઠા છે. ડોસાએ ગોપાળને માથે હાથ મૂકી કહ્યું 'મ્હારી છેલ્લી આશિષ અને મંગળવાસના ત્હારૂં રક્ષણ કરજો. મરતી સમયે મ્હારે ત્હને બે ચાર બોલ કહેવા છે. ધર્મશીલ અને ઇશ્વરપરાયણ બનજે. આપણા દેશમાં પિતૃભક્તિનાં ઘણાં દૃષ્ટાંત છે. તું પણ સુશીલ અને પિતૃભક્ત થજે, મ્હારી કોઇ અધૂરી વાસના પૂરી કરવાની કાંઈ જરૂર નથી. તું બધું જાણે છે. ત્હારાથી જ્યહાં સૂધી બનશે ત્યહાં સુધી વગર કહ્યે જ તું એ બધું તો કરીશ. મ્હારે ફક્ત એક વાત ત્હને કહેવી છે. ત્હેં સ્વર્ગગામી શ્યામકોરની આગળ દૃઢ પ્રતિજ્ઞા કરી છે ત્હેને ઠેઠ સુધી પાળજે. આપણા દેશમાં 'પતિવ્રતા' નામનો શબ્દ છે. પરન્તુ "પત્નીવ્રત" નામનો શબ્દ નથી. તું પોતાના ઉજ્વલ દૃષ્ટાન્તથી 'પત્નીવ્રત' ધર્મસાર્થક કરીને એ શબ્દની સૃષ્ટિ રચજે? વધારે શું કહું? ત્હારૂં કલ્યાણ થાઓ બેટા!"

× × × × ×

ગોપાળદાસ પણ હવે વૃદ્ધ થયા છે. પણ પિતાની આજ્ઞાને અનુસરી આજદિન પર્યંત કઠોર બ્રહ્મચર્યવ્રત પાલન કરી, જગતને પત્નીવ્રતનો મહિમા દર્શાવી શાન્તપણે પરમેશ્વરના દિવ્ય ધામમાં જવાની રાહ જોઇ રહ્યા છે.

---

# (૪) સ્નેહનો જય.

૧.

'આજ જમાઇ આવ્યા કેમ નહિ? ઘરમાં જણાતા કેમ નથી? ચાલ્યા તો નથી ગયાને? રંગીલદાસની વહુ ગંગાએ પોતાના પતિને પૂછ્યું. રંગીલદાસ–' એનું સાળાનું નામ ન દેતી. એ હરામખોર હજુ પતરાજીમાંથી હાથ જ નથી કહાડતો. મ્હેં એ બેવકુફને ઘણુંએ સ્હમજાવ્યો કે ત્હારી સ્થિતિ સારી થઇ નથી ત્હાં સૂધી અહિં જ રહે, ખાઇપીને મોજ કર. પણ એતો કેમે કર્યો માનતો જ નથી બસ, એક જ જીદ લઇને બેઠો છે કે 'એક માસની અંદર છોકરીને મ્હારી સાથે નહિ મોકલો, તો બીજીવાર પરણીશ'–મ્હેં પણ એને રોકડો જવાબ આપી દીધો છે કે એક નહિ પણ સત્તરવાર પરણવું હોય તો પરણે, પણ હું તો છોકરીને કોઈ દિવસ એની સાથે એવી કંગાલ હાલતમાં રહેવા નહિ મોકલું.

**ગંગાઃ**—" ત્હમારી સસરા જમાઈની લ્હડાઇમાં બિચારી છોકરી તો મનમાંને મનમાં બળીને ખાક થઇ જાય છે."

**રંગીલદાસઃ**—'તો એમાં હું શું કરૂં? બેટાજીને પોતાનું પેટ ભરવાના તો સાંસા છે. ત્હેમાં વળી મ્હારી લાડકી દીકરીને લઇ જઇને શું ખવરાવવાનો હતો?"

**ગંગાઃ**—' એવો વિચાર આપણે ન આણવો જોઇએ. એના ઘરની દશા સારી નાહ હોય તો આપણી પેઠે રંગબેરંગી સાડીઓ અને ઝુલવાળાં રેશમી પોલકાંને બદલે સાદાં જાડાં કપડાં પહેરાવશે. એજ કે બીજું કાંઇ–જાર બાજરીનો રોટલો જે એ ખાતો હશે તે એને પણ ખવરાવશે? કાંઈ ભૂખે તો મારવાનો નથી? એમાં તે શું?

એને ઘરજમાઇ રહેવાની ઇચ્છા નથી અને ત્હમારે દીકરીને સુખી કરવી છે તો દીકરીના નામના દસ હજાર રૂપિયા વ્યાજે મુકો અને ત્હેને રહેવા માટે એક સારૂં બેશ ઘર બંધાવી આપો. કજીઆનું મ્હોં કાળું કરવાનો સારામાં સારો ઉપાય તો એ છે. ત્હમારે ત્યહાં એટલામાં કાંઇ ખૂટી જવાનું નથી. છોકરીના સ્હામું તો જુઓ. એને પણ સ્વામીની સાથે રહીને ઘર માંડવાની ઇચ્છા થતી હશે કે નહિ.

**રંગીલદાસઃ—** ‘ એ બધું હું સારી પેઠે સમજુછું. લલિતાને માટે મ્હારૂં સર્વસ્વ આપી દેવા પણ હું તૈયાર છું. પણ એ હરામખોર પોતાની હઠ છોડતો જ નથી. મ્હારૂં પણ માન રાખતો નથી, એ મ્હારાથી બિલકુલ સહન થતું નથી. આજ સુધી ભલાભલા પણ મ્હારી સ્હામે એક અક્ષર બોલવાની હિમ્મત કરી શકયા નથી. અને આ આજકાલના છોકરાની આટલી બધી હિમ્મત કે ? ’ મ્હારૂં વચન ઉથાપે–એના મમત ઉપર હું કોઇ દિવસ છોકરીને સાસરે મોકલનાર નથી. એને અહિં બોલાવીને જ મનાવીશ. ત્હમે બૈરાંઓ ટેકની વાતમાં શું સ્હમજો ? ’ ‘ હું તો કહી દઉં છું કે આ હઠમાં આખરે આપણે જ પસ્તાવું પડશે. ’–એમ કહીને રંગીલદાસ શેઠનાં વહુ ગંગા શેઠાણી ગુસ્સે થઇને નીચે ગયાં.

એ વખતે દસ વાગ્યાનો શુમાર હતો. વૃદ્ધ રંગીલદાસ શેઠ પોતાના દીવાનખાનામાં બેઠા બેઠા, રોજીંદા વર્તમાનપત્રો વાંચવાનું કામ પૂરૂં કરીને ધંધારોજગારને લગતા ચોપડા તપાસવાના કામમાં રોકાયા હતા, એવામાં જ જમાઈ સાથે એમને ખટપટ થઇ હતી, અને જમાઇના ચાલ્યા ગયા પછી પોતાની સુશીલ ગૃહિણી સાથે એમને જે વાતચીત થઇ તે આપણે ઉપર જોઇ ગયા. ત્હેમનો પિત્તો હવે ઉકળી ગયો હતો, ચોપડા ફેંકી દઇને એમણે પાછું ન્યુસપેપર વાંચવા લીધું, અને નાકની દાંડી આગળ પેપર ધરીને ફરીથી વાંચવા

લાગ્યા. પણ એ વખતે હેમની મુખાકૃતિ જોનાર કોઇ પણ કહી શકત, કે હેમની નજર ન્યુસપેપરના કાગળ ઉપર સીધી રેખામાં હોવા છતાં પણ, હેમનું ધ્યાન ક્યાંય બીજે જ હતું.'

રંગીલદાસ ભરૂચ શહેરના એક પ્રસિદ્ધ વેપારી હતા. એમનો ધંધો ધમધોકાર ચાલતો હતો, અને રોકડી પુંજી ઉપરાંત ગામગરાસ પણ એમણે સારો એકઠો કર્યો હતો સરકાર દરબારમાં પણ હેમનું સારૂં માન હતું. મ્યુનિસિપાલેટીના એ કમીશનર હતા. પ્રજા પણ એમના ઉપર શ્રદ્ધા રાખતી તથા એમનાથી ડરીને ચાલતી. કારણકે એ પ્રજાનું સુખ દુઃખ જાણવાને સદા તૈયાર રહેતા અને વખત આવે એમને મદદ પણ કરતા. શેઠસાહુકારોમાં લેણદેણનો ઝગડો પડે તો કચેરીએ ચ્હડાવીને બંનેને ખરાબખસ્ત કરાવ્યા વગર લવાદીથી ફેંસલો કરાવવા પોતે પ્રયત્ન કરતા. પરન્તુ એમનામાં એક મ્હોટો દોષ હતો. હુંપદ એમનામાં ઘણું હતું. સદાએ પોતાનો કક્કો ખરો કરાવવા માંગતા. વિરૂદ્ધતા તો એમનાથી જરા પણ સંખાતી નહિ. અને આ-ટલા દયાળુ હોવા છતાં પણ પોતાના મતથી વિરૂદ્ધ પડનારને 'ટેક' ની ખાતર, પાયમાલ કર્યા વગર કદી છોડતા નહિ.

આજ એમની જીંદગીમાં પહેલીજવાર જમાઈ આગળ પોતાની આ સ્વતંત્રતા તુટયાથી એમના ક્રોધનો પાર રહ્યો નહિ. ગરીબ વાણિ-યાના છોકરા મનમોહન સાથે જ્યહારે હેમણે પ્રાણથી પણ અધિક વ્હાલી પુત્રી લલિતાનો વિવાહ કર્યો, ત્યહારે એમણે મનમાં નક્કી કરી રાખ્યું હતું કે લગ્ન પછી મનમોહનને ઘરજમાઇ તરીકે રાખીશ. એમને સ્વપ્ને પણ વિચાર નહોતો આવ્યો કે એ ગરીબના છોકરાને એટલું બધું અભિમાન આવશે કે મ્હારે ઘેર રહેવાનું મંજુર નહિ કરે. એટલા સારૂ વૃદ્ધ રંગીલદાસે લગ્ન થતાં પહેલાં પોતાનો એ વિચાર જાહેર પણ કર્યો નહોતો, હવે વૃદ્ધની ઉંઘ ઉડી. જોયું કે આજ મ્હારા

જેવા અનુભવીએ પણ છક્કડ ખાધી. આટલે વર્ષે નવયુવક જમાઈ આગળ ત્હેમને અપમાન ખમવું પડયું. જમાઇને એ અસભ્યતાની સજા કરવા માટે ત્હેમના આખા શરીરનું લોહી ઉકળી આવ્યું પણ બીજી તરફ જીંદગીનું એક માત્ર બંધન સ્નેહાળ પુત્રી લલિતાના તરફ પણ ધ્યાન ગયું. એ વૃદ્ધનો પુત્રી ઉપર જેટલો પ્રેમ હતો તેટલો પ્રેમ ઘણા થોડા પિતાઓ પુત્રીઓ ઉપર રાખતા હશે. લલિતાને લાડ લડાવવામાં એમણે કાંઈ મણા રાખી નહોતી. એ એમની આંખની પુતળી હતી અને એવી લાડવાઇ છોકરી દરિદ્ર સ્વામીને ઘેર જઇ દુઃખ પામે એજ વિચાર અસહ્ય થઈ પડવાથી લલિતાને સાસરે મોકલવાને એ નારાજ હતા. ઘડીકમાં ત્હેમને વિચાર આવતો કે, સ્વામીથી વિખુટી રહેવા કરતાં ગમેતેવી ગરીબાઇમાં પણ પતિની સાથે રહેવું એજ સ્ત્રીને માટે ઉત્તમ છે. પણ પોતાના જન્મના જીદ્દી સ્વભાવ આગળ એ બધું જ્ઞાન તરતજ વિસરી જતા.

* *
*

૨.

એક માસ વીતી ગયા પછી એક દિવસ બપોરે નોકરે આવીને લલિતાના હાથમાં એક કાગળ આપ્યો—તરત જ એ કાગળ ફાડીને લલિતા વાંચવા લાગી. એમાં લખ્યું હતું.

“ લલિતા !

તું જો મ્હને ચાહતી હોય, તો પત્ર વાંચતા વારજ અહિં ચાલી આવજે. ત્હારા ઘરથી પાંચમે ઘેર મ્હારા મિત્ર મિસ્ટર દલાલ રહે છે. ત્હારા નોકરે એ ઘર જોયું છે. એ ત્હને ઘર બતાવી આપશે. તું નહિ આવે તો હું સ્હમજી લઇશ કે ત્હારો મ્હારા ઉપર લવલેશ પ્રેમ નથી. હું હવે ત્હારે ઘેર કદી આવવાનો નથી. એજ.

લી. મનમોહન.

લલિતા ઝટપટ પત્ર લઇને માની પાસે ગઇ અને ત્હેને પત્રમાંની સઘળી હકીકત કહી. માતાએ સ્નેહથી ગળગળી થઇને સજળ નેત્રે જવાબ આપ્યો. 'હું શું કરૂં, બ્હેન! ત્હારા બાપની મરજી વગર મ્હારાથી કાંઈ થાય નહિ. એમણે તો નાહક જીદ્દ પકડી છે.

'પિતાજીની મરજી વગર કાંઇપણ નહિં થાયને? ઠીક!' એમ કહી લલિતા સીધી પોતાને મેડે ગઇ. ત્યહાં જઇને પોતાના કબાટમાંથી ઘરેણાં કહાડીને એકે એકે પહેર્યાં. ત્યહાર પછી લગ્નમાં સાસરેથી મળેલી સાડી પહેરી અને બાકીનાં વસ્ત્રો તથા જણસો વગેરે ગોઠવીને એક ટ્રન્કમાં મૂક્યાં. બધું ઠેકાણે ગોઠવી દીધા પછી કોઇને કાંઈપણ કહ્યા વગર, સીધી પિતાજીના દિવાનખાનામાં ગઇ, અને ત્હેમને પ્રણામ કરીને ઉભી રહી. વૃદ્ધ રંગીલદાસ એ વખતે ભાંગના નિશામાં ઝોકાં ખાતા હતા. આંખ ઉંચી થતાંવારજ સુસજ્જીત વેશમાં કન્યાને સ્હામે ઉભેલી જોઇને ત્હેમણે પૂછ્યું 'આ શું? ક્યહાં જાય છે?

'સાસરે જાઉંછું, બાપાજી,' લલિતાએ કહ્યું.

'સાસરે? શું કહે છે.'

લલિતાએ ધીમેથી કહ્યું 'આપણી પોળમાં મિસ્ટર દલાલને ઘેર ઉતર્યા છે. મ્હને બોલાવવા એમણે પત્ર લખ્યો છે. મ્હને સાથે તેડી જઇને એ ઘેર જશે.

વૃદ્ધે ગુસ્સે થઇને કહ્યું 'ચાલ હઠી જા! મ્હારાથી દૂર હઠ! મ્હારાં બધાં ઘરેણાંગાંઠાં અહિં રાખી જઇને મરજીમાં આવે ત્યહાં જા.' આમ કહી એમણે મોં ફેરવી લીધું.

લલિતાની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં. ત્હેણે પિતાને ફરીથી પ્રણામ કર્યાં અને ત્હેમના ચરણની રજ માથે ચ્હડાવી પછીથી ધીમે ધીમે પોતાના મેડામાં જઇને અંગ ઉપરથી બધા અલંકાર ઉતારીને કબાટમાં મુકી દીધા. હાથે ફક્ત કાચની બંગડીઓ રાખી. કપડા લત્તાંની

જે ટ્રન્ક સાથે લેવાનો વિચાર રાખ્યો હતો તે ટ્રન્ક પણ ત્યહાંજ રહેવા દીધી; અને દીન વેશે, પહેરે કપડે, રોતે રોતે જઇને માતાને પ્રણામ કર્યાં અને કહ્યું 'બા, હું જાઉં છું.'

માએ કહ્યું 'આવા વેશે સાસરે જાય છે? ચાલ બ્હેન; ત્હને ઘરેણાંગાંઠા પહેરાવીને શણગારૂં.'

લલિતાએ કહ્યું 'ના બા; ત્હને ખબર નથી. એમને ઠાઠમાઠ પસંદ નથી. મ્હને રોફબંધ ગયેલી જોઇને એ ચ્હીડાઇ જશે. ગરીબ માણસની પેઠે સાદાઇથી જવું એજ સારૂં છે' એમ કહીને એણે ખરી વાત માતાથી છુપાવી.

ગંગા શેઠાણી સ્હમજ્યાં કે મહા મહેનતે કન્યા એના પિતાને મનાવી શકી છે. તેથી પુત્રીના વિયોગથી હૈયું ફાટી જતું હોવા છતાં પણ ધીરજ ધરીને, કન્યાને છાતી સરસી ચાંપીને, ચુંબન કરીને, સ્નેહાશીર્વાદ પૂર્વક, સાસરે જવાની રજા આપી.

લલિતા, નોકરને સાથે લઇને પતિને મળવા મી. દલાલને ઘેર ગઇ.

* *
*

## ૩.

મનમોહન લલિતાને લઇને પોતાને ગામ ગયો. ત્હેની મા પુત્ર-વધૂને અલંકાર વગરની જોઇને ભવાં ચ્હડાવીને બોલી ઉઠી હાય! મા! મ્હોટા શેઠિયાની છોકરીના આજ શણગાર કે? હમે કાંઇ ચોર લુંટારાં નથી કે એની છોકરીનાં ઘરેણાં ઉતારી લેત. હમે ગરીબ એટલે કાંઇ ગણતરીમાં જ નહિ કે? હમારો પણ એક વખત સારો દહાડો હતો. હમારે ત્યહાંએ બધી સાહ્યબી હતી. પણ મુઆને આમ સાવ નાગીભૂખી મોકલતાં શરમ ન આવી?'

'ચૂપ રહે હવે–એતો જાણી જોઇને ઘરેણાં લાવી નથી. કહે છે

કે ત્હમારો દહાડો ફરશે અને ત્હમે ઘરેણાં ઘડાવી આપશો ત્યારે પહેરીશ. હવે એ બિચારી ક્યારની ભૂખી છે. કાંઈ ખાવા આપ.' મનમોહને માને કહ્યું.

'વહુ તો હજુ અણસમજુ છે. પણ એ ઘરડા ડોસાની અક્કલ ક્યહાં મારી ગઇ હતી? આખા ગામની તો પટલાઈ કરે છે પણ એટલી ખબર નથી કે છોકરીને આમ સાસરે ન મોકલાય. શરમના માર્યા મરી જવું પડે, વળી ત્હમે આજ કાલના છોકરાઓ તો વહુનુંજ ઉપરાણું લીધા કરો છો.' એમ છણછણાટ કરતાં ડોશી રસોડામાં ગયાં.

મુસાફરીને લીધે મનમોહન અને લલિતા બંને થાકી ગયાં હતાં, એટલે ભોજન કરીને તરત જ સૂઇ ગયાં. આ બેઅદબીને માટે પણ બીજે દિવસે લલિતાને સાસુનાં ઘણાં મ્હેણાં સાંખવાં પડયા.

મનમોહનને સંસારમાં વૃદ્ધ માતા અને એક ન્હાના ભાઇ વગર બીજું કોઇ નહોતું. ત્હેના પિતા ત્હેને ન્હાનો મૂકી મરી ગયા હતા. એ આગલી વયમાં એક સાહસિક વેપારી હતા. પણ પાછલી અવસ્થામાં વેપારમાં એકાએક નુકશાન આવી પડવાથી ધંધો રોજગાર બંધ કરી દઇને ગુમાસ્તીનું કામ કરતા હતા. એ ગુમાસ્તીમાંથી જે થોડુંક ધન સંચય કર્યું હતું ત્હેના વ્યાજમાંથી મનમોહનનો ગરીબડો સંસાર ચાલતો.

લલિતા સાસરે આવીને કામકાજમાં પરોવાઈ ગઇ. સાસુના ઠપકા અને મ્હેણાં ટોણાંથી પહેલાં તો એ ઘણીજ ગભરાઇ ગઇ. કામ કરતાં કરતાં સાસુના ભયથી એ સદા ધ્રુજ્યા કરતી. એક તો મૂળે મ્હોટા ઘરની દીકરી હોવાથી ઘર સંસારના કામકાજનો ત્હેને અભ્યાસ નહોતો. ત્હેમાં વળી આ ડગલે ડગલે ટીટીયારી, એ બધું સહન ન થવાથી એકદમ રોઈ પડતી, ધીમે ધીમે એ બધી વાતનો પણ અભ્યાસ પડી ગયો. વૈભવમાં ઉછરેલી ચૌદ વર્ષની હલેતી બાલિકા ઘર સંસારનાં બધાં કામમાં થોડાક જ દિવસમાં નિપુણ થઇ ગઇ. અને સ્નેહ તથા

સેવા ચાકરીને લીધે એણે બધાંને એવાં વશ કરી લીધાં કે સાસુને પણ એક દિવસ કહેવું પડયું કે 'વહુ છે તો બહુ ડાહી. મ્હોટા ઘરની છોકરીઓમાં એવી શાણી અને ઘરવખુ કન્યાઓ ઘણી થોડી હોય છે.'

સાસરે નવા સંસારમાં આ પ્રમાણે લલિતા હળીમળી ગઇ. છતાં પણ જે કુટુંબમાં ત્હેનો જન્મ થયો હતો, જે ઘરમાંથી ત્હેણે ઘણા શોક સાથે વિદાયગીરી લીધી હતી, તે સંસારનું સ્મરણ ત્હેના મનમાં સદા જાગૃત રહેતું. પિતાના ઉપર ત્હેનો ક્રોધ નહોતો. ના છુટકે પોતાને પિતાના દુઃખના કારણ રૂપ થવું પડયું એ વાત ત્હેના અંતઃકરણને બાણની માફક વિંધી નાંખવા લાગી. આખરે ત્હેણે પિતાને પત્ર લખ્યો.

'શિરછત્ર પિતાજી.'

મ્હેં આપનો અપરાધ કર્યો છે. મ્હને ક્ષમા કરજો. આપે ઇચ્છાપૂર્વક જે કર્તવ્ય મ્હને સોંપ્યું હતું, તેજ કર્તવ્યનું પાલન કરવા જતાં મ્હેં આપના હૃદયને દુઃખી કર્યું છે. આ અપરાધને માટે મ્હારો જીવ ઘણો બળ્યા કરે છે. ત્હમારે પગે પડીને હવે ક્ષમા માગુ છું. ત્હમે મ્હને ઘણાજ વ્હાલા છો, એ કાંઇ ત્હમારાથી છાનું નથી. ત્હમે મ્હને હજુ સુધી ક્ષમા નથી કરી એમ જાણીશ, તો મ્હારાથી જીવાશે નહિ. પત્રનો જવાબ જલદી લખશો. પૂજ્ય માતુશ્રીને મ્હારા દંડવત પ્રણામ કહેશો તથા આપ પણ અંગીકાર કરશો. આપના ક્ષેમ કુશળના સમાચાર જાણવા ઘણી આતુર છું.

ત્હમારી લાડકી લલિતા.'

કન્યાનો નિર્દયપણે તિરસ્કાર કર્યા પછી, વૃદ્ધ રંગીલદાસ અગાધ શોકસાગરમાં ગરકાવ થઇને મરણતોલ થઈ ગયા હતા. મસ્તકની તીવ્ર વેદનાથી પીડાતો રોગી જેમ દુઃખથી ઉશ્કેરાઇ જઇને માથું પછાડીને પાછો બમણી વેદના ભોગવે છે, ત્હેવીજ અવસ્થા રંગીલ-

દાસની થઈ હતી. કન્યાના ચાલ્યા ગયા પછી ત્હેમને ખાવા પીવામાં મઝા પડતી નહોતી, કામકાજમાં મન ચોંટતું નહિ, જ્યહાં બેસતા ત્યહાં જ વિચારમાં ને વિચારમાં કલાકો સૂધી પડ્યા રહેતા. ત્હેમાં પણ જ્યહારે એમનાં પત્ની ગંગા શેઠાણીને ખબર પડી કે પુત્રી કેવા સંયોગોમાં સાસરે ગઇ છે ત્યહારે તો રંગીલદાસને માથે પસ્તાળ પડવામાં બાકી રહી નહોતી. આવી અવસ્થામાં લલિતાનો પત્ર આવ્યાથી રંગીલદાસ એકદમ સ્તબ્ધ થઈ ગયા. એમની આંખમાંથી ખરતાં અશ્રુ–બિંદુઓ, વારંવાર વંચાતા એ પત્રને ભીંજવી નાંખવા લાગ્યાં. કાગળનો જવાબ લખવાની એમને ઇચ્છા થઇ, પણ સંયોગવશ એ ઉત્તર લખી શક્યા નહિ.

આ પ્રમાણે સાત આઠ મહિના વીતી ગયા. લલિતા સગર્ભા થઈ અને આઠમે મહિને એક પુત્ર સંતાનને જન્મ આપ્યો. આ સુવાવડમાં એનું શરીર છેક કથળી ગયું. એને ગંભીર દર્દ લાગું પડ્યું. દિવસે દિવસે એની અવસ્થા ખરાબ થતી ગઇ. લલિતા પોતે પણ પોતાના મંદવાડની ગંભીરતા સ્હમજી શકી. માતપિતા સાથે મેલાપ નહિ થાય એ વિચારથી એ વધારે મુંઝાવા લાગી. મંદવાડને ખાટલે પડ્યે પડ્યે ત્હેણે પિતાને એક બીજો પત્ર લખ્યો.

‘ શિરછત્ર પિતાજી !

મ્હારે એક પુત્ર સાંપડ્યો છે. એ બિચારા બાળકે તો ત્હમારી આગળ કાંઇ અપરાધ કર્યો નથી ત્હેને જોવા ત્હમે એકદમ અહિં આવજો. હું માંદી છું. આ વખતના મંદવાડમાં બચાય એમ લાગતું નથી. વધારે લખવાની શક્તિ નથી:–‘ લલિતા. ’

પત્ર વાંચતાં વાર વૃદ્ધ ગભરાઇ જઇને દિવાનખાનામાંથી નીચે ઉતરીને ગંગા પાસે ગયા તથા કહ્યું ‘ આજેજ આપણે જમાઇને ઘેર જઇશું. આ કાગળ વાંચ. હવે કોણ જાણે લલિતાનું મ્હોં જોવા

પામીશું કે નહિ ' ગંગા શેઠાણી તો કાગળ વાંચીને જમીન ઉપર પછડાઇ પડયાં, તથા ઉંચે સ્વરે રોવા લાગ્યાં, નોકરોએ શેઠના હુકમ મુજબ ઝટપટ મુસાફરીની બધી તૈયારી કરી દીધી. બે મ્હોટી ટ્રંકોમાં કિંમતી ઘરેણાં તથા વસ્ત્રો સાથે લઇને વૃદ્ધ રંગીલદાસ પત્ની સાથે, લલિતાનું મ્હોં જોવા ગયા.

સંધ્યાકાળે બધાં ત્ય્હાં પહોંચ્યા. સ્ટેશનથી મનમોહનનું ઘર ઘણું પાસે હતું. ઘેર પહોંચતાં વાર જ રંગીલદાસે જમાઇ સાથે મેળાપ કર્યો, ત્હેને દૃઢ આલિંગન આપ્યું અને ગદ્ગદ્ ગદ્ગદ્ સ્વરે કહ્યું ' ભાઈ! મનમાં કાંઈ પણ લાવશો નહિ. ગઈ ગુજરી બધી ભૂલી જજો. ઘડપણમાં માણસોનું મગજ હમેશાં સ્વસ્થ રહેતું નથી. લલિતા ક્ય્હાં છે ? તબીયત તો હવે સારી છે ને ? સાસુ સસરાને સાથે લઇને મનમોહન લલિતાના ઓરડામાં ગયો. વૃધ્ધે જોયું કે રોગથી સુકાઈ ગયેલી તથા ફિક્કી પડી ગયેલી લલિતા સોડચમાં બાળકને લઇને સૂઈ રહી છે. વૃદ્ધનાં નેત્રોનાં આંસુ ભરાઇ આવ્યાં. દોડીને એ પુત્રીની પથારી આગળ ગયો તથા કન્યાને છાતી સરસી ચાંપીને રૂંધાઇ ગયેલે કંઠે બોલ્યો ' બેટા ! મ્હને ઓળખ્યો ? હું આવ્યો છું. ત્હારી મા પણ આવી છે. જોતો ખરી બ્હેન !' લલિતાએ કષ્ટપૂર્વક ઉઠીને માતપિતાની ચરણરજ માથે ચ્હડાવી અને પિતાના બે પગ પકડી રાખીને કહ્યું ' પિતાજી ! કહો, ત્હમે મ્હને ક્ષમા આપી કે નહિ ?' વૃધ્ધે ધીરેથી ત્હેનો હાથ છોડાવીને ત્હેના માથા ઉપર પોતાનો હાથ મૂકીને કહ્યું ' બ્હેન ! મ્હારા મનમાં કશું નથી, હું તો બધું ભૂલી ગયો છું. હવે ત્હને આરામ થયો જોઉં એટલે બસ.' ત્ય્હાર પછી ઘરેણાંગાંઠાંની પેટીઓ લાવીને લલિતાની પાસે મૂકીને કહ્યું, ' બ્હેન! તું ગુસ્સે થઇને બધું આપણે ત્ય્હાં મૂકીને આવતી રહી હતી. લે, આ બધી ત્હારી જણસો લે. ન્હાઈ ધોઇને ઉઠયા પછી આ બધી જણસો

પહેરીશ, ત્હારે ત્હને જોઇને હમારા મનને ટાઢક વળશે. પેટીમાંથી એક ન્હાનો સરખો હીરાનો હાર કહાડીને લલિતાના પુત્રના ગળામાં પહેરાવીને, વૃધ્ધે ત્હેને ખૂબ રમાડયો. એ પણ આંખ મીંચીને જરા મલકાયો. જાણે કે કહેતો હોય કે ' નાનાજી, આજ ત્હમારો ટેક ક્યહાં ગયો ? '

ત્હાર પછી રંગીલદાસે જમાઈને બહાર લઈ જઇને કહ્યું ' ત્હમારા ચાલી આવ્યા પછી મ્હેં વિલ કરીને મ્હારૂં ઘર લલિતાને નામે લખી આપ્યું છે, અને સઘળી મિલ્કત ત્હમારે બન્નેને નામે ચ્હડાવી છે.' એમ કહીને વિલ મનમોહનના હાથમાં સોંપીને કહ્યું ' હવે ત્હમારાજ ઘરમાં રહેવામાં ત્હમારે કાંઇ શરમાવાનું નથી. લલિતાને મટી જાય એટલે ત્હમે બધાં ભરૂચ આવીને રહો, એજ હમારી ઇચ્છા છે. મનમોહન પણ આગલી વાતોનું સ્મરણ કરીને શરમાઈ ગયો, અને એક પણ અક્ષર બોલ્યા વગર સસરાને પગે લાગીને, મૌનપણે ત્હેમની યોજના માટે પોતાની સંમતિ પ્રગટ કરી.

માતપિતાને જોયાથી, તથા ગંગા શેઠાણીની માવજતથી, લલિતાને જલદી આરામ થઇ ગયો. રંગીલદાસ જ્યહારે બધાંને લઇને ભરૂચ પાછા ફર્યા ત્હારે ત્હેમનું સૂનું ઘર ભર્યું ભર્યું થઇ ગયું. સ્નેહથી પરાજીત થઇને રંગીલદાસે પોતાનો ટેક છોડયો એટલે સર્વેના આનંદનો પાર રહ્યો નહિ.

# (૫) છેવટનો ફેંસલો.



સુંદરલાલ શેઠનું વતન ગયા શહેરમાં હતું. ત્હેને બે દુકાનો હતી તથા રહેવાને માટે એક સુંદર હવેલી હતી. સુંદરલાલ જવાન અને ખૂબસુરત હતો, ત્હેનું કસાયલું શરીર, સુંદર રીત્યે ઑળેલા વાળ, તથા સદા પ્રફુલ્લિત મુખ ત્હેના તરફ બધાને આકર્ષિત કરતાં, એને સંગીતનો ઘણો શોખ હતો. એ જાતે પણ ઘણો સારો ગવૈયો હતો, સ્હેલસપાટા મારવાનો પણ ત્હેને શોખ હતો. યૌવનના પ્રારંભમાં એ જરા ઉચ્છૃંખલ હતો, પણ વિવાહ થઈ ગયા પછી તે બધી વાતે ડાહ્યો અને સુશીલ બન્યો હતો.

એક દિવસ સંધ્યાકાળે સુંદરલાલે દુકાન ઉપરથી આવીને ત્હેની સ્ત્રીને કહ્યું 'જો હું કાલે હરિહરના મેળામાં જવાનો છું. તું છોકરાં છૈયાની સંભાળ રાખજે. હું વ્હેલો પાછો આવીશ.'

ત્હેની સ્ત્રીએ કહ્યું 'કાલે ન જશો. આજ રાતે મ્હેં ખરાબ સ્વપ્નું જોયું છે.'

સુંદરલાલે હસીને કહ્યું "તું એમ સ્હમજતી હોઈશ કે આ મેળામાં જઇને હું એકલો એકલો ખૂબ મોજ ઉડાવીને પૈસા ઉપર છીણી મૂકીશ. પણ ગાંડી, કાંઇ એવો વિચાર ન આણીશ. ઠીક, પણ એ તો કહે કે ત્હેં સ્વપ્નમાં શું દેખ્યું ?'

સ્ત્રીઃ—'એ સ્વપ્નું ઘણું ભયાનક હતું. મ્હેં જોયું કે ત્હમે ઉઘાડે માથે મેળામાંથી પાછા આવ્યા છો અને ત્હમારે માથે સુંદર ગુચ્છા પણ નથી, એ સ્વપ્ન જોયા પછી કોણ જાણે શાથી મ્હારા ચિત્તમાં જાણે ઉંડી ફીકર થયા કરે છે. વ્હાલા, ત્હમે ન જશો.'

સુંદરલાલે વધારે હસીને કહ્યું 'એજ ત્હારૂં ખરાબ સ્વપ્ન કે?

આ વખતે મેળામાં ખૂબ વકરો કરીને ત્હારે માટે સારી સારી ચીજો લેતો આવીશ. '

બીજે દિવસે સ્હવારે સુંદરલાલ ભાડાની ગાડી કરીને મેળામાં જવા નીકળ્યો. રસ્તામાં એક ધર્મશાળામાં ત્હેણે મુકામ કર્યો. એ ધર્મશાળામાં ત્હેની જૂની ઓળખાણના એક વાણિયા સાથે ત્હેનો મેળાપ થયો. બન્ને જણાએ રાત્રે સાથે જ ભોજન કર્યું તથા એકજ ઓરડીમાં સૂઈ રહ્યા. સુંદરલાલે સ્હવારના પહોરમાં ઉઠીને પોતાના ગાડીવાનને જગાડયો, ત્હેની ઇચ્છા હતી કે તડકો નીકળતાં નીકળતાં તો આગળને વિસામે પહોંચી જઇને ભોજન કરવું. ધર્મશાળાવાળાને ભાડું ચુકવી દઇને એ ત્હાંથી રવાના થયો.

આગળની ધર્મશાળામાં ભોજન કરી રહ્યા પછી ઓટલા ઉપર બેસીને સુંદરલાલ સતાર વગાડી રહ્યો હતો એટલામાં એક ગાડી ત્હાં આવીને ઉભી. એ ગાડીમાંથી પોલિસનો ફોજદાર અને બે સિપાઇઓ ઉતર્યા, ફોજદાર સુંદરલાલને અનેક પ્રકારના પ્રશ્ન કરવા લાગ્યો. ' ત્હમે કોણ છો ? ' ક્યહાંથી આવો છો ? ક્યહાં જશો ? શું કરો છો ? વગેરે પ્રશ્નોની પરંપરા ચલાવી. સુંદરલાલે ત્હેના પ્રશ્નોના યથાર્થ ઉત્તર આપ્યા. પછી ફોજદારને વિવેકપૂર્વક કહ્યું ' સાહેબ ! તંબાકુ પીશો?' ફોજદારે એનો ઉત્તર આપવાને બદલે પાછા પ્રશ્ન પૂછવા માંડયા. 'કાલ રાતે ત્હમે ક્યહાં હતા ? એકલા હતા કે સાથે બીજો કોઈ વેપારી હતો ? સ્હવારે ત્હમે ત્હમારા સાથીને મળ્યા હતા કે નહિ ? આટલા વ્હેલા ઉઠીને ચાલ્યા આવવાનું પ્રયોજન શું ? ' વગેરે વગેરે.

સુંદરલાલ આ બધા ઉપરા ઉપરી પૂછાતા પ્રશ્નોથી આશ્ચર્ય પામતો હતો. છતાં પણ એક સભ્ય ગૃહસ્થને છાજે એવી રીત્યે ત્હેણે એ બધા પ્રશ્નોના રીતસર જવાબ આપ્યા હતા. છેવટે ત્હેણે કહ્યું ' કેમ સાહેબ ! મ્હને આટલા બધા સવાલ કેમ પૂછો છો ? હું નથી

ચોર કે લુંટારો. હું પોતાના કામ ધંધે બે પૈસા રળી ખાવા જાઉં છું ત્હેમાં આપ સાહેબની આટલી બધી ખફા મરજી શા સારૂ થઇ?'

આટલું સાંભળતાં વાર જ ફોજદાર સાહેબનો પિત્તો ઉકળી ગયો. ત્હેણે સિપાઇઓને બોલાવીને ત્હેમની સમક્ષ સુંદરલાલને કહ્યું 'જુઓ! હું પોલિસ ફોજદાર છું. કાલ જે વાણીઆની સાથે ત્હમે સૂઈ રહ્યા હતા ત્હેનું કોઇએ ખૂન કર્યું છે. હું ત્હમારી ઝડતી લેવા માગું છું.

ઓરડીમાં પ્રવેશ કરીને પોલિસે સુંદરલાલની પેટીઓ વગેરેની ઝડતી લેવી શરૂ કરી. થોડીકવાર પછી ફોજદારે બૂમ પાડીને સવાલ કર્યો 'આ છરો કોનો છે?' પોતાની પેટીમાંથી લોહીથી ખરડાયલો છરો નીકળેલો જોઇને સુંદરલાલ તો આભોજ બની ગયો. ત્હેનાથી કાંઇ જવાબ દેવાયો નહિ. ઘણીવાર પછી તે આકુળવ્યાકુળ થઇને બોલ્યો 'હું–હું–હું તો કાંઈ જાણતો નથી, એ છરો મ્હારો નથી સાહેબ.'

ફોજદારે કહ્યું 'આજ સ્હવારે ખબર પડી છે કે ત્હારા સોબતીનું કોઇએ ખૂન કર્યું છે. એ જરૂર ત્હારૂંજ કામ છે. ઓરડીની અંદર સાંકળ વાસેલી હતી. અંદર ત્હારા વગર બીજું કોઈ નહોતું, ત્હારી પેટીમાંથી લોહીવાળો છરો મળી આવ્યો. ત્હારી બોલવા ચાલવાની છટા, ત્હારૂં છેલબટાઉપણું એ બધું ત્હારી વિરૂદ્ધ જાય છે. હવે કબૂલ કરી દે કે કેવી રીત્યે એનું ખૂન કર્યું છે અને કેટલો માલ ચોર્યો છે.'

સુંદરલાલ ઘણાએ સોગન ખાઇને કહેવા લાગ્યો 'કાલ રાતે ભોજન કર્યા પછી એ વેપારી મ્હને મળ્યો નથી, મ્હારા પોતાના ચાર હજાર રૂપિયા ઉપરાંત મ્હારી પાસે બીજું કાંઈ નથી, એ છરો પણ મ્હારો નથી.' પરન્તુ ત્હેના મ્હોંમાંથી અચકાતે અચકાતે શબ્દ નીકળતા હતા, ત્હેના ચહેરા ઉપર ગભરાટ દેખાતો હતો, ત્હેના પગ ધ્રુજતા હતા,

એટલે ફોજદારે ત્હેને ગુનેહગાર માની લઇને બેડી પહેરાવવાનો હુકમ આપ્યો. સુંદરલાલ ઇષ્ટ દેવતાનું સ્મરણ કરીને ગુપચુપ રોવા લાગ્યો.

થાણામાં ત્હેની માલમતાને સરકારના સ્વાધીનમાં રાખીને ફોજદારે ત્હેને પટણાની અદાલતમાં મોકલી આપ્યા.

સુંદરલાલની જન્મભૂમિ ગયામાં આ સમાચાર પહોંચ્યા એટલે ત્હાંની પોલીસ ત્હેના સંબંધી વધારે તપાસ કરવા લાગી. આફત વખતે કોઇ સંગી થતું નથી. બધા કહેવા લાગ્યા 'હા એ છોકરો પહેલાં ઘણો ઉધમાતી હતો, પણ આજ કાલ તો ત્હેની ચાલચલણ સારી દેખાતી હતી,' તપાસનો દિવસ પાસે આવ્યો. સુંદરલાલની સ્ત્રી પતિની દુર્દશાના સમાચાર સાંભળીને ઘણીજ દુઃખી થઈ. ન્હાનાં ન્હાનાં બાળકો સાથે સંસારમાં ચારે તરફ ત્હેને અંધકાર દીસવા લાગ્યો. છોકરાંઓને સાથે લઇને એ પટણા તરફ રવાના થઈ. ઘણી ખુશામત અને ખટપટ કર્યા પછી એ જેલખાનામાં પાતને મળવા પામી. કેદીઓના ટોળામાં સ્વામીને ગંદા વેશમાં બેડીઓથી બંધાયલો જોઇને એ રોઇ પડી. પછી એકે એકે છોકરાઓને સ્વામીના ખોળામાં મૂકીને એ ધીમે ધીમે પૂછવા લાગી 'હવે શું કરવું તે મ્હને કહો.' સુંદરલાલે કહ્યું 'હવે તો જેલનું દુઃખ વેઠાતું નથી, મ્હને જામીન ઉપર છોડવા માટે તું અરજી આપ.'

ત્હેની સ્ત્રીએ કહ્યું 'એવી અરજી તો ત્હમને વગર પૂછ્યે જ મ્હેં આપી હતી પણ મંજૂર થઈ નાહ.'

એ સાંભળીને સુંદરલાલ મૂઢ જેવો થઇને બેસી રહ્યો. એની સ્ત્રીએ કહ્યું 'જોયુંને મ્હારૂં સ્વપ્નું આખરે ફળ્યું. મ્હેં ત્હમને કેટલા બધા વાર્યા હતા!'

પછી સ્વામીને પડખે જઇને એના કાનમાં મૃદુ સ્વરે પૂછવા

લાગી ' જુઓ, હું ત્હમારી સ્ત્રી છું. મ્હારાથી કાંઇ છુપાવશો નહિ. શું ખરેખર ત્હમારાથી અપરાધ થઈ ગયો છે ? '

સુંદરલાલ ઉપર બધા સંદેહ આણતા હતા, બધાએ ત્હેને અપરાધી માની લીધો હતો. એ બધું દુઃખ નિર્દોષ સુંદરલાલે મુંગે મ્હોંએ સહન કર્યું હતું. અત્મ્હાર સૂધી ત્હેણે પોતાના હૃદયના વેગને મજબૂત રીત્યે રોકી રાખ્યો હતો. પરન્તુ પોતાની સ્ત્રીના મનમાં પણ અવિશ્વાસ ઉત્પન્ન થયેલો જોયા પછી ત્હેનો શોક અસહ્ય થઇ પડયો. સુંદરલાલ બોલી ઉઠયો ' તું પણ મ્હારા ઉપર વ્હેમ આણે છે ? '

આટલું બોલીને બે હાથે મ્હોંડું ઢાંકી દઇને ન્હાના બાળકની પેઠે રોવા લાગ્યો.

એટલીવારમાં પહેરાવાળો સંત્રી આવીને સુંદરલાલને ત્યહાંથી લઇ ગયો. જીવનમાં છેલ્લીવાર ત્હેણે પોતાનાં બાળકોને જોઈ લીધાં. ત્યહાર પછી પાછો પોતાની ઓરડીમાં આવીને મનમાં ને મનમાં વિચારવા લાગ્યો ' હાય ! મ્હારી સ્ત્રી પણ મ્હારા ઉપર અણવિશ્વાસ આણે છે ! એક અન્તર્યામી ભગવાન વગર મ્હારી નિર્દોષતા કોઇને માલૂમ નથી. હવે એનીજ કૃપાને માટે પ્રાર્થના કરીશ. '

સુંદરલાલે હવે કોઇની સલાહ પૂછી નહિ. પોતાના છુટકારા સંબંધી કોઈ પણ પ્રયત્ન કર્યો નહિ. બીજી બધી આશા છોડી દઈને આકુળ ચિત્તે પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો.

યથા સમયે સુંદરલાલના મુકર્દમાનો ફેંસલો અપાયો અને સેશન્સ જજે ત્હેને જીંદગી સૂધી કાળા પાણીની સજા કરી. એક દિવસ બીજા ગુનેહગારોની સાથે સુંદરલાલને પણ આંદામાન ટાપુમાં લઇ જવામાં આવ્યો.

* * * *

લગભગ વીસ વર્ષ કાળા પાણીમાં વહી ગયાં. સુંદરલાલના વાળ પાકીને ધોળા થઈ ગયા; મૂછો પણ લાંબી અને સફેદ થઈ ગઈ. ત્હેના ચહેરા ઉપરની પ્રફુલ્લતા સદાને માટે ઉડી ગઈ હતી. દેહ સૂકાઈ ગયો હતો. હાસ્ય ત્હેના મ્હોં ઉપર કદી પણ દીઠામાં આવતું નહોતું. એ ધીમે ધીમે ચાલતો. ઘણુંજ થોડું બોલતો. એકાગ્રચિત્તે રાત દિવસ ઈશ્વિરનું ધ્યાન ધર્યા કરતો. કાળા પાણીમાં મહેનત મજુરી કરીને થોડુંક ધન ત્હેણે એકઠું કર્યું હતું. એ પૈસામાંથી થોડાંક ધર્મપુસ્તકો મંગાવ્યાં હતાં. ફુરસદની વખતે એ ધર્મપુસ્તકો વાંચીને સુંદરલાલ આશ્વાસન મેળવતો. હજુ સુધી ત્હેનો કંઠસ્વર ઘણો મધુર હતો. કોઇ કોઈ વખત સરસ સંગીત ગાઇને એ પોતાના આત્માને તૃપ્ત કરતો.

સુંદરલાલનો વિનય તથા ત્હેના શાન્ત સ્વભાવને લીધે ત્ય્હાંના બધા અમલદારો ત્હેને ચાહતા હતા. કેદીઓ ત્હેનું સન્માન કરતા હતા. કેટલાક ત્હેને 'મ્હોટા ભાઇ' કહીને સંબોધન કરતા, તો કેટલાક ત્હેને 'સાધુજી' કહેતા. કેદીઓમાં પરસ્પર લ્હડાઈ ટંટો થતો, તો સુંદરલાલ ત્હેમનું નિરાકરણ કરવા માટે પંચ નીમાતો. એ લોકોમાંથી કોઇને કાંઈ પણ દુઃખ હોય તો સુંદરલાલની આગળ જઇને એ હૈયું ખાલી કરી આવતો. સુંદરલાલ બધાને વ્યાજબી અને હિતકારી સલાહ આપતો.

વીસ વર્ષના લાંબા અરસામાં સુંદરલાલને ઘર તરફના કાંઈ પણ સમાચાર મળ્યા નહોતા. ત્હેની સ્ત્રી તથા બાળકોની શી દશા થઈ છે તે સંબંધી તે કાંઈ પણ જાણવા પામ્યો નહોતો.

એક દિવસ નવા કેદીઓની એક ટોળી આંદામાન ટાપુમાં આવી પહોંચી. સંધ્યાકાળ પછી જૂના કેદીઓ નવા કેદીઓ સાથે વાર્તાલાપ કરવા લાગ્યા. નવા આવેલા માણસોને તેઓ પૂછવા લાગ્યા 'ત્હમારૂં ઘર ક્ય્હાં? કયા અપરાધમાં ત્હમારે આહં આવવું પડયું' વગેરે વગેરે.

સુંદરલાલ ચૂપચાપ બેસી રહીને ત્હેમની વાતો સાંભળતો હતો.

એક પઠાણ પોતાની આત્મ કહાણી કહી રહ્યો હતો. 'જુઓ ભાઈ! મ્હને વગર કસુરે અહિં મોકલી દીધો છે. મ્હારો કસુર એટલોજ હતો કે મ્હેં એક ગાડીમાંથી ઘોડો છોડી લીધો હતો. એટલા માટે ધાડપાડુ ગણીને મ્હને કાળા પાણીની સજા કરી છે. મ્હેં કાંઈ ચોરી જવા સારૂ ઘોડો લીધો નહોતો. મ્હને જલદીથી ઘેર જવાની જરૂર હતી, માટે છોડી લીધો હતો. એ ગાડીવાન પણ મ્હારો પીછાન-વાળો હતો એટલે મ્હને એમાં કાંઈ વાંધા જેવું જણાયું નહોતું. પણ શયતાન પોલિસ કહે છે કે ત્હેં ચોરી કરી છે. કેવી રીત્યે ચોરી કરી તે સાબિત કરી આપ્યા વગર કમબખ્તોએ મ્હને અહિં મોકલી આપ્યો. હા, પણ એક વાત તો છે. બેશક, મ્હેં ઘણા દિવસ અગાઉ એક એવો કસુર કર્યો હતો જ્હેને માટે મ્હારે ઘણા દિવસ અગાઉ-થીજ અહિં આવવું જોઇતું હતું. કોણ જાણે કેમ, ખુદાતાલાની મહેર-બાનીથી એ વખતે તો હું બચી ગયો અને આ વખતે બેકસુર ફસાઈ ગયો.' પોતાને મ્હોંએથી ખરો ઇતિહાસ નીકળી જતો હોવાથી ચેતી જઇને પઠાણ બોલ્યો 'નારે ભાઈ, ના, મ્હારૂં તો મગજ ખસી ગયું છે. હું તો ઠંડા પહોરનાં ગપ્પા મારવા બેસું છું ત્ય્હારે ગમે તેવું ઢંગ ધડા વગરનું બોલું છું. પણ બચ્ચાઓ યાદ રાખજો કે બંદા ત્હમારી સાથે ઘણો વખત રહેવાના નથી.'

એક જણાએ પૂછ્યું 'ત્હમે ક્ય્હાંથી આવ્યા છો, ખાન!'

ત્હેણે કહ્યું 'મ્હારૂં વતન ગયામાં છે. મ્હારૂં નામ અબદુલ્લા'

ગયાનું નામ સાંભળીને સુંદરલાલ તરતજ પૂછવા લાગ્યો 'અબદુલ્લા! ત્હમે ગયામાં સુંદરલાલના ઘરમાંથી કોઇને ઓળખો છો? એ બધાં હયાત છે કે નહિ?'

'વાહ એને ન ઓળખીએ. એ તો હમારા શહેરમાં એક જાણીતો શાહુકાર હતો. સાંભળ્યું છે કે સુંદરલાલ પણ મ્હારી માફકજ કાળું

પાણી સેવે છે. ઠીક પણ મ્હોટા ભાઈ એ તો કહો કે ત્હમે અહિં શા કસુરમાં આવ્યા છો ?

સુંદરલાલને પોતાની કહાણી કહેવી ગમતી નહોતી. ઉંડો નિશ્વાસ નાંખીને એણે કહ્યું 'વીસ વરસ થયાં હું પાપની સજા ભોગવું છું.'

'પણ પાપ શું તે તો કહો.'

'એ વાતની આજ જરૂર નથી. જરૂર આગલા જન્મમાં મ્હેં કોઈ પાપ કર્યાં હશે ત્હેની સજા આજે અહિં ભોગવવી પડે છે.' સુંદરલાલે વધારે વાતચીત કરી નહિ. બીજા બધા કેદીઓએ અબદુલ્લાને સુંદરલાલની કહાણી કહી સંભળાવી. એ બધી હકીકત સાંભળીને અબદુલ્લા એકી ટશે સુંદરલાલના સ્હામું જોઈ રહ્યો. અને થોડી વારે બોલી ઉઠયો 'એ તો ઘણા તાજ્જુબની વાત છે, મ્હોટા ભાઈ કેટલા વરસથી અહિં છે.'

બીજા બધા કેદી આ અબદુલ્લાને ત્હેના આશ્ચર્યનું કારણ પૂછવા લાગ્યા. અબદુલ્લાએ ફક્ત એટલુંજ જણાવ્યું કે હમારા બન્નેનો મેળાપ આ પ્રમાણે આન્દામનમાં થશે એમ કોણ જાણતું હતું.

અબદુલ્લાની વાત ઉપરથી સુંદરલાલને શક ગયો કે ધર્મશાળામાં થયેલા ખૂનનો ખરો ખૂની એ તો નહિ હોય! એણે પૂછ્યું 'ખાન સાહેબ ! ત્હમે એ ખૂન સંબંધી કાંઈ જાણો છો? ત્હમે મ્હને અગાઉ કોઈ વાર દીઠો છે ?'

અબદુલ્લાએ કહ્યું 'દીઠા છે કે નહિ તે કેમ કહી શકાય ? હમે તો દેશે દેશ ફરનારા. ઘણાએ લોકો સાથે હમારે કામ પડે. વળી એ ખૂનની વાતને વરસ પણ ઘણાં થઈ ગયાં. હવે કાંઈ યાદ થોડુંજ રહે છે ?'

સુંદરલાલે કહ્યું 'ત્ય્હારે એ વેપારીનું ખૂન કોણે કર્યું હતું તે સંબંધી કાંઈ સાંભળ્યું છે ?

અબદુલ્લાએ હસીને કહ્યું 'વળી બીજું કોણ કરે? જ્હેની પેટીમાંથી છરો નીકળી આવ્યો તેજ ખૂની હોવો જોઇએ. પકડાયો તેજ ચોર. બીજું કોણ ત્હમારી પેટીમાં છરો મૂકી આવે? અને બીજો કોઈ માણસ ત્હમારી પેટીમાં છરો મૂકે ત્યહાં સુધી ત્હમારી ઉંઘ ઉડે નહિ એ કેમ બને?'

અબદુલ્લાની વાતચીત ઉપરથી સુંદરલાલની દૃઢ ખાત્રી થઈ કે એજ ખરો ખૂની છે. કેદીઓના ટોળામાંથી ઉઠીને એ ધીમે પગલે પોતાની ઓરડીમાં ચાલ્યો ગયો. એ આખી રાત ત્હેને ઉંઘ આવી નહિ. ત્હેના હૃદયમાં ચિંતા થવા લાગી. એકે એકે ત્હેને બધી વાત સાંભરી આવી. પ્હેલાંનો સુખી સંસાર, સ્નેહાળ પત્નીનો પ્રેમ, ન્હાનાં ન્હાનાં બાળકોની નિર્દોષ રમતો એ બધું સાંભરી આવ્યું. આ વીસ વર્ષમાં ત્હેના જીવનમાં કેટલું બધું પરિવર્તન થયું હતું. ત્હેની યુવાવસ્થાની એ ચપળતા અને એ કુદરતી હાસ્ય આજ ક્યહાં ગયાં હતાં!! ધર્મશાળાની ઓસરીમાં બેસીને પોતે સિતાર વગાડી રહ્યો હતો એ દિવસનું પણ ત્હેને આજે સ્મરણ થયું. ત્યહાર પછી પોલિસની ધરપકડ, સેશન્સમાં મુકદમો, કાળાપાણીની સજા, વગેરે બનાવો એકે એકે ત્હેની આંખ આગળ તરવા લાગ્યા. આ વીસ વર્ષના દેશનીકાલમાં એ જવાનીમાં વૃદ્ધ જેવો થઇ ગયો હતો. પૂર્વાવસ્થાના સ્મરણથી ત્હેનું હૃદય વધારે મુંઝાવા લાગ્યું. આટલું બધું દુઃખ ત્હેણે કોની ખાતર વેઠયું? એજ દુષ્ટ પાપી અબદુલ્લાની ખાતર. એ વિચારથી ત્હેના હૃદયમાં વૈરનો અગ્નિ જોશથી સળગવા લાગ્યો. આખી રાત ઇષ્ટ દેવતા આગળ પોતાનું હૃદય ખુલ્લું મુકીને સુંદરલાલે પ્રાર્થના કરી; પરન્તુ તેથી પણ ત્હેને પૂરતી શાન્તિ મળી નહિ. એ દિવસથી એણે અબદુલ્લાને મળવું છોડી દીધું. દૂરથી એને જોતો તો આડું મ્હોં કરીને ચાલ્યો જતો. આ પ્રમાણે એક પખવાડિયું વીતી ગયું. એ

પંદર દિવસ પણ સુંદરલાલના ચિત્તને શાન્તિ વળી નહોતી. આખી રાત એ ચિન્તામાં ને ચિન્તામાં જાગ્યા કરતો.

એક દિવસ સંધ્યાકાળે સુંદરલાલ સમુદ્ર કિનારે ફરી રહ્યો હતો. ત્ય્હાં એણે જોયું કે એક ઝાડીની અંદર છુપાઇને અબ્દુલ્લા ન્હાનો સરખો મછવો બનાવી રહ્યો હતો. સુંદરલાલને જોતાં વારજ અબ્દુલ્લા છલંગ મારીને ત્હેની પાસે આવી ઉભો અને દૃઢ સ્વરે કહેવા લાગ્યો 'દેખ બૂઢ્ઢા ! આ વાત કોઇની આગળ જાહેર કરીશ નહિ. આપણે બન્ને જણા ન્હાશી જઇશું. તું આ વાત કોઇને જણાવી દઇશ તો પછી મ્હારા છુટકારાનો બીજો કોઇ ઉપાય રહેશે નહિ. એવી વખતે પહેલાં હું ત્હને મારી નાંખીશ અને પછી હું જાતે મરી જઇશ. આ ખાત્રીથી સ્હમજજે.'

સુંદરલાલ એકી નજરે ત્હેના તરફ જોઈ રહ્યો. ક્રોધથી ત્હેનું આખું અંગ ધ્રુજી રહ્યું હતું. ત્હેણે અબ્દુલ્લાને કહ્યું 'મ્હને ન્હાસી જવાની જરા પણ ઇચ્છા નથી. મ્હને મારી નાંખવાની હવે ત્હારે કાંઈ જરૂર નથી. ત્હેં તો મ્હને પહેલેથીજ મારી નાંખ્યો છે. હું વધારે કાંઈ કહેતો નથી. જગદીશ્વર મ્હારે હાથે જે કરાવશે તે હું કરીશ.'

બીજે દિવસે અબ્દુલ્લાનો બનાવેલો મછવો કોઇ પહેરાવાળાની નજરે પડ્યો. એ મછવો કોણે બનાવ્યો છે ત્હેની તપાસ ચારે તરફ શરૂ થઇ. પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. દરેક કેદીને બોલાવીને જેલર સાહેબે પૂછી જોયું પણ જરાએ માહિતી મળી શકી નહિ. આખરે સાહેબે સુંદરલાલને બોલાવી મંગાવ્યો. સાહેબ જાણતો હતો કે એ કદી જૂઠું નહિ બોલે. ત્હેણે દૃઢ સ્વરે સુંદરલાલને કહ્યું. 'જો બુઢ્ઢા, હું જાણું છું કે તું સત્યવાદી છે, શપથ ખાઇને કહે કે તું આ સંબંધમાં કાંઈ પણ જાણે છે કે નહિ?'

સુંદરલાલ વિચારવા લાગ્યો 'જે હરામખોરે મ્હારૂં સત્યાનાશ

વાળ્યું છે ત્હેનું રક્ષણ હું આજે શા સારૂ કરૂં ? એને એના પાપની યોગ્ય સજા થવી જોઇએ. પણ હું એનું નામ દઇ દઇશ તો પછી એને ઉગારવાનો એકે આરો નથી. કદાચ મ્હારી ભૂલ પણ થતી હોય. હું નાહક એને શા સારૂં સજા કરાવું. એને સજા થયાથી મ્હને પોતાને શો લાભ ?'

સાહેબે ફરીથી પૂછ્યું 'બુઢ્ઢા ! સાચે સાચું કહી દે. એ મછવો કોણે તૈયાર કર્યો હતો ?'

એકવાર અબ્દુલ્લાના તરફ જોઇને સુંદરલાલ બોલ્યો 'હું કહી શકતો નથી. હું એ વાત પ્રગટ કરી દઉં એવી પરમેશ્વરની આજ્ઞા નથી. મ્હને જે સજા કરવી હોય તે આપ ભલે કરો.'

સાહેબે ઘણોએ યત્ન કર્યો પણ સુંદરલાલ પોતાની પ્રતિજ્ઞામાંથી ચળ્યો નહિ. ત્હેના મ્હોંમાંથી અબ્દુલ્લા સંબંધી એક પણ શબ્દ નીકળ્યો નહિ.

એ રાત્રે સુંદરલાલ પોતાની ઓરડીમાં સૂઇ રહ્યો હતો. ત્હેની સ્હેજસાજ આંખ મળી હતી એટલામાં કોઈ આવીને ત્હેની પથારીની પાસે બેઠું. સુંદરલાલ એકદમ ઓળખી ગયો કે એ અબ્દુલ્લા છે. ત્હેણે પૂછ્યું 'કેમ ત્હારે શું જોઇએ છે ? વળી પાછો મ્હારી પાસે શું લેવા આવ્યો છું ?'

અબ્દુલ્લા ધીમે ધીમે ત્હેના પગ આગળ જઇને, પગે પડીને બોલ્યો 'સુંદરલાલ, મને માફ કર'

'શા સારૂં ?"

'મ્હેંજ પેલા સોદાગરનું ખૂન કર્યું હતું. મ્હેં પોતેજ ત્હારી પેટીમાં છરો સંતાડી દીધો હતો. મ્હારી ઈચ્છા ત્હારૂં પણ ખૂન કરવાની હતી, પણ એટલામાં બહાર કશાનો ખખડાટ થયાથી હું ઝટપટ ત્હારી ઉઘાડી પેટીમાં છરો ફેંકીને ચાલ્યો ગયો.'

સુંદરલાલ ચૂપ રહ્યો. ત્હેના મ્હોમાંથી એક પણ શબ્દ નીકળ્યો નહિ. અબદુલ્લા ત્હેના પગ આગળ બેશીને બે હાથ જોડીને કહેવા લાગ્યો. સુંદરલાલ, મ્હને માફી આપ. કાલ સ્હવારે હું બધી વાત સાચે સાચી અમલદારો આગળ જાહેર કરી દઇશ. એમ કર્યાથી ત્હારો છુટકારો થશે અને તું સુખેથી ત્હારે ઘેર પાછો જઈ શકીશ."

સુંદરલાલ બોલ્યો 'તું કહે છે એ બધી વાત ખરી, પણ મ્હેં વીસ વર્ષ થયાં અત્યંત ત્રાસ ભોગવ્યો છે. હવે હું ક્યહાં જાઉં? મ્હારી સ્ત્રી જીવતી નથી, મ્હારાં છોકરાંઓ મ્હને ઓળખી શકશે નહિ. આ સંસારમાં હવે મ્હારે ઉભા રહેવાની જગ્યા ક્યાંય પણ નથી.'

અબદુલ્લા ત્યહાંથી ઉઠયો નહિ. એ તો એના પગ પકડીને રોતો રોતો કહેવા લાગ્યો 'સુંદરલાલ મ્હને માફ કર, મ્હને માફ કર! ત્હારી દશા જોઇને મ્હારા દીલને જે દર્દ થાય છે ત્હેની આગળ કાળાપાણીની કેદનું દુઃખ, પોલીસના નેતરના મારનો ત્રાસ કશી પણ વિશાતમાં નથી. ત્હને ધન્ય છે, કે ત્હેં જાણ્યા છતાં પણ મ્હારૂં નામ જાહેર કરી દીધું નહિ. ત્હારા જેવો માફી બક્ષનારો કોઇ માણસ મ્હેં જોયો નથી. તું ખરેખરો ઓલિયો છે. હું ખરેખર મ્હોટો પાપી છું, ગુનેહગાર છું. જહન્નુમરસીદ થવાને લાયક છું. મ્હને માફ કર. મ્હને માફ કર.'

અબદુલ્લાના રોદનથી સુંદરલાલના ચક્ષુમાં પણ પાણી આવી ગયું. એ સહૃદયતાપૂર્વક બોલ્યો 'પરમેશ્વર ત્હને ક્ષમા આપશે. માફી બક્ષનાર હું કોણ? હું ત્હારા જેવોજ પામર મનુષ્ય છું. સંભવ છે કે મ્હેં કોઈ જન્મમાં ત્હારા કરતાં પણ હજાર ગણાં વધારે ગંભીર પાપ કર્યાં હશે.'

સુંદરલાલનું હૃદય આવા વિચારોને લીધે શાન્ત થયું. અબદુલ્લાને ત્હેણે ખરા દીલથી માફી બક્ષી, ઘેર પાછા જવાની ઇચ્છા ત્હેને બિલકુલ થઇ નહિ. એ તો હવે પોતાના મરણની વાટ જોયા કરતો હતો.

સુંદરલાલે ઘણોએ નિષેધ કર્યા છતાં પણ અબ્દુલ્લા બીજે દિવસે સ્હવારે જઇને સાહેબ આગળ પોતાનો ગુનોહ કબુલ કરી આવ્યો; સાહેબે ત્હેની જુબાની લખી લીધી. થોડા દિવસમાં સુંદરલાલને કાળા પાણીની સજામાંથી મુક્ત કરવાનો હુકમ આવ્યો. પણ એ છેવટનો ફેંસલો આવ્યો તે સમયે નિર્દોષ સુંદરલાલ આંડામાન ટાપુમાં નહોતો; પરલોકવાસી હતો.

---

## સંસારમાં સ્વર્ગ. સોનેરી પૂઠું, પૃષ્ટ ૪૦૦ રૂ. ૧॥

આત્મોન્નતિ પામતી જતી ભલી ભાનુકિશોરીની આંતર સ્ફુરણાનું વૃત્તાંત કે જે પત્રરૂપે પોતાની ભાભી ભાભકકિશોરી ઉપર તેણે લખ્યું છે તે સૌ કોઇએ વાંચવા જેવું છે. આ આખું પુસ્તક તે નણંદ ભોજાઇના પત્રરૂપે લખાયલું છે. આ પુસ્તક આ દુનિયામાંજ સ્વર્ગ અનુભવવાના અનુભવી ઉપાયો બતાવનારૂં છે.

## સાચું સ્વર્ગ. સોનેરી પૂઠું, પૃષ્ટ ૬૨૫ રૂ. ૧॥

આગળ વધવા ઇચ્છનાર દરેકે વાચવા જેવું આ પુસ્તક છે કારણ કે તેમાં શ્રેયનો માર્ગ બતાવેલો છે. ધર્મનો હેતુ, જ્ઞાનનો ક્રમ, કર્તવ્યની મહત્તા, જીંદગીનો હેતુ, પરમાર્થ કરવાના રસ્તા વગેરે અનેક બાબતો મિત્રોની વાતોના રૂપમાં રસભરી રીતે આ પુસ્તકમાં વર્ણવેલી છે.

## સ્ત્રીઓનું સ્વર્ગ. સોનેરી પૂઠું, પૃષ્ટ ૪૦૦ રૂ. ૧॥

સ્ત્રી ઉપયોગી નવી જાતનું પુસ્તક. થોડું ભણેલી બાઇઓને પણ હોંસે હોંસે વાંચવાનું મન થાય અને ઉંચી જાતના વિચારો સ્હેલાઇથી મનમાં ઠસી જાય તેવાં વર્ણનથી આ પુસ્તક ભરેલું છે. રતનબાઇની અને પાર્વતીબાઈની વાતો વાંચત વાંચતાં એક તાર થઇ જવાય છે.

## સ્વર્ગની સીડી. સોનેરી પૂઠું, પૃષ્ટ ૪૫૦ રૂ. ૧॥

ભગવદ્ ગીતાના મહાન સિદ્ધાંતોપરથી લખાયલું પુસ્તક, ધર્મ વિષે, ઇશ્વિરી જ્ઞાન વિષે, હરિજનોનાં લક્ષણ વિષે, પ્રાર્થના વિષે, મનને જીતવાની જરૂર વિષે, ખાવા પીવા વિષે, નિદ્રા વિષે, સુખ વિષે, ભક્તિ વિષે, અફસોસ ન કરવા વિષે વગેરે બાબતો આપેલી છે.

**વૈદ. અમૃતલાલ સુંદરજી પઢીયાર, હાથીબીલ્ડીંગ મુંબઈ નં. ૨**

# તંત્રી સાહેબનો ઘોંટાળો.

મિસ્ટર વિશ્વશરણ દેવે એમ. એ. ની પરીક્ષા પાસ કરીને તંત્રીનો ધંધો પસંદ કર્યો હતો. ત્હેમની તરફથી નીકળતા પત્રનું નામ 'ગૃહિણી' હતું. 'ગૃહિણી' ના પ્રતાપે એમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી. પાંચ પૈસા પણ પેદા કર્યા હતા અને વધારામાં એક અમૂલ્ય રત્નની પણ બક્ષિસ મેળવી હતી. તે અમૂલ્ય રત્ન બીજું કોઈ નહિ પણ ત્હેમનાં પત્ની, મિસિસ વિશ્વશરણ દેવ.

ગૃહિણીના લેખક મંડળમાં લાવણ્યપ્રભા ઘણે ઉંચે નંબરે બિરાજતી હતી. ત્હેની કવિતામાં બપૈઆના ગીતની માફક એક સુખદ વિષાદભાવ સમાયલો રહેતો. તંત્રી સાહેબ ત્હેની કવિતાના ખાસ પક્ષપાતી હતા. જે અંકમાં લાવણ્યપ્રભાની કવિતા પ્રગટ ન થઇ શકે તે અંકમાં ત્હેમને એક પ્રકારની અપૂર્ણતા જણાઈ આવતી. વાત પણ ખરી હતી. વાંચક વર્ગમાં ગૃહિણીની પ્રતિષ્ઠા બંધાઈ હતી તે મ્હોટે ભાગે લાવણ્યપ્રભાની કવિતાને આભારી હતી. આ કારણને લીધે ત્હેની કવિતા જરૂરની થઈ પડી હતી. તંત્રી સાહેબ ત્હેને વારંવાર પત્રદ્વારા કવિતા મોકલવા વિનંતિ કરવા લાગ્યા, અને કવિતાના બદલામાં ' રેમ્યુનરેશન '–પુરસ્કાર પણ સારો આપવા લાગ્યા. લાવણ્ય એ વખતે બી. એ. કલાસમાં ભણતી હતી; ત્હેના સગાઓમાં એક માત્ર માશી હતી. એટલે ત્હેને પોતાના ગુજરાન જોગું કમાવાની જરૂર પડતી. નીચલા કલાસની કન્યાઓને સાહિત્ય, શિલ્પ, સંગીત અને ચિત્ર કામ શીખવીને એ સ્હેલાઇથી પોતાના અભ્યાસનું ખર્ચ કહાડી શકતી. પણ એ ટયુશનોમાં એનો ઘણો વખત જતો હોવાથી ઇચ્છા અને શોખ હોવા છતાં પણ લેખો અને કવિતાઓ લખવાને પૂરતી ફૂરસદ

એને મળતી નહિ. ગૃહિણીના તંત્રીની તાકીદ એને વારંવાર સહન કરવી પડતી. કેટલીક વાર તો લાચાર થઇને એ પોતાની સ્થિતિનો ખુલાસો કરી દઇને તંત્રી સાહેબની માફી માગતી. પત્રવ્યવહારને લીધે વિશ્વશરણ અને લાવણ્યપ્રભાનો સંબંધ વધારે ગાઢો થતો ગયો. તંત્રી સાહેબને ત્હેની આર્થિક સ્થિતિની ખબર પડ્યાથી 'ગૃહિણી'ના ફંડમાંથી ત્હેને મદદ કરવા લાગ્યા, અને લાવણ્યપ્રભા પણ જરા નિશ્ચિન્ત થઇને સુંદર નિબંધો અને કવિતાઓથી 'ગૃહિણી' નાં પાનાં ભરવા લાગી.

પ્રતિષ્ઠાવાળા માસિક પત્રના તંત્રી તરફથી આ પ્રમાણે આગ્રહ-યુક્ત વિનંતિ કરવામાં આવે ત્યહારે લેખકો એક પ્રકારનો સગર્વ આનંદ અનુભવે છે. એ આનંદ લાવણ્યપ્રભાએ પણ અનુભવ્યો. સાથે સાથે તંત્રી સાહેબના સરળ ખુલ્લા હૃદયનો વ્યવહાર, ત્હેમની પ્રગાઢ વિદ્વત્તા, અને વિશાળ જ્ઞાનને લીધે લેખિકા પણ ત્હેમના ગુણની પણ પક્ષપાતી થઇ ગઇ.

કેટલાંક વર્ષો વીતી ગયાં. લેખિકા અને તંત્રીની મિત્રતાએ હવે ઘણું ગાઢું રૂપ પકડ્યું. આ બધી ચિત્તની વ્યગ્રતાને લીધે લાવણ્યપ્રભા બી. એ. માં પાસ થઇ શકી નહિ. ત્હેને કૉલેજ છોડવી પડી.

આટલા દિવસ તો એ કૉલેજની રેસિડેન્સીમાં*જ રહેતી હતી, માશીને ત્યહાં તો કદી કદી મળવા જતી. પણ હવે કૉલેજ છોડી દીધેલી હોવાથી રેસિડેન્સીમાં રહેવાનો ત્હેનો હક્ક નહોતો. હવે માશીનું ઘરજ ત્હેનું એક માત્ર આશ્રય સ્થાન બન્યું. જો કે એ પોતાનું ગુજરાન ટ્યુશનોની કમાઇમાંથી ચલાવતી તોપણ માશીને એ ભારરૂપ લાગવા

* બંગાળા પ્રાન્તમાં કન્યાઓ માટે ન્યૂદીજ કોલેજ છે. અને ત્હેની સાથે ત્હેમની સ્વતંત્ર રેસિડેન્સી હોય છે.

લેખક.

માંડી, અને એને પોતાના ઘરમાંથી ખસેડવા માટે, વારંવાર ત્હેને લગ્ન કરવાનો આગ્રહ કરવા લાગી. એક દિવસે તો લાવણ્યે માશીના ટાહેલાંથી કંટાળી જઇને કહ્યું. "ત્હમે રોજ રોજ મ્હને પરણવા માટે દબાવ્યા કરો છો તે હું જાણું છું. હું તો વિશ્વશરણ વગર બીજા કોઇને પરણવાની નથી. હું ત્હમને ભારે પડતી હોઉં તો સાફ સાફ કહી દો, એટલે હું કોઈ આબરૂદાર ગૃહસ્થને ત્હાં છોકરીઓને ભણાવવા રહીશ અને ત્હમારૂં ઘર ખાલી કરીશ.' એ દિવસે માશી ભાણેજમાં ખૂબ ખટપટ થઈ. એ ખબર થોડા દિવસમાં વિશ્વશરણને કાને પણ પહોંચી. ત્હેમણે વગર વિલંબે, વળતી ટપાલે બે પત્ર લખ્યા. એક લાવણ્યપ્રભા ઉપર અને બીજો ત્હેની માશી ઉપર. બન્ને પત્રોમાં લાવણ્યના વિવાહનું માગું કર્યું હતું. એ માગું સ્વીકારવામાં આવ્યું અને તંત્રી તથા લેખિકા વિવાહસૂત્રથી બંધાઈ ગયાં.

વિવાહ પછી કેટલાંક વર્ષ વીતી ગયાં. લાવણ્યપ્રભા વિશ્વશરણની ખરેખરી સહધર્મિણી નીવડી. વિશ્વશરણભાઇ તો આજ 'બંગીય સાહિત્ય સમ્મેલન,' તો કાલે 'રાષ્ટ્રિય મહાસભા,' તો પરમ દિવસે 'ભરત કામના પ્રદર્શન'ના નિમંત્રણને માન આપવા, તથા સંપાદક તરીકેનો પોતાનો મોભો સાચવવા દેશપરદેશ ફર્યા કરતા. એમની ગેરહાજરીમાં પત્રના તંત્રી તરીકેનું સઘળું કામ લાવણ્યપ્રભાજ ચલાવતી તેથી એનો ગર્વ વધતો ગયો. વિશ્વશરણ દેશપરદેશમાં ફરીને બહુશ્રુત થતો ગયો તથા ખરા દેશભક્તોના સમાગમમાં આવતો ગયો તેમ તેમ ત્હેનામાં નમ્રતા અને વિનય વધતાં ગયાં; પરન્તુ લાવણ્યપ્રભા દિવસે દિવસે ઉદ્ધત બનતી ગઇ.

વિશ્વશરણ બહુબોલા સ્વભાવનો નહોતો. મિષ્ટભાષી અને વિનયી હોવા છતાં પણ એ ઘણુંજ થોડું બોલતો. ત્હેના જીવનમાં આડંબરનું તો નામ નિશાન પણ નહોતું. એ ચૂપચાપ જ્ઞાનોપાર્જન

કર્યે જતો, અને એ જ્ઞાનનો લાભ બીજાઓને 'ગૃહિણી' દ્વારા આપતો. એનું હૃદય પ્રેમના સાગરરૂપ હોવા છતાં પણ એ પ્રેમને પ્રદર્શિત કરવા માટે ચાળા ચટકા કરતાં એને બિલકુલ આવડતું નહિ, એને ખબર નહોતી કે સ્ત્રીઓના ઉપર ખાલી અંતઃકરણનો પ્રેમ રાખ્યાથીજ ચાલતું નથી, ત્હેમને તો ખુલ્લા શબ્દોમાં વારે ઘડીએ સ્હમજાવવું પણ પડે છે કે 'વ્હાલી હું ત્હને ઘણોજ ચાહું છું. તું મ્હારૂં જીગર છે. તુંજ મ્હારૂં જીવન છે, અને તુંજ મ્હારાં નેત્રોની કૌમુદી છે.' એને બિચારાને ખબર નહોતી કે નવોઢા પત્નીના વાળના ગુચ્છા જોઇને આનંદમાં ગરકાવ થઈ જવું જોઇએ, રંગીન સાડી પહેરીને એ બહાર જવા નીકળે ત્યહારે ખુશ ખુશ થઇને હસતે ચ્હેરે કહેવું જોઇએ 'જોયું ડિયર, આ પીરોજી રંગની સાડી ત્હારા સુંદર શરીર ઉપર કેવી ખીલે છે!' આ બધું ન આવડ્યાથી વિશ્વશરણ નવોઢા પત્નીને સુખી કરી શક્યો નહિ. લાવણ્યે પોતાના અત્યાર સૂધીના આયુષ્યનો મ્હોટો ભાગ, કૉલેજની રેસીડેન્સીમાં ગાળ્યો હતો. પતિપત્નીનો સંસારતો એણે ઘણું ખરૂં નવલકથાઓમાંજ જોયો હતો. નવલકથાનો નાયક પોતાની નાયિકા ઉપર જ્હેવી રીત્યે પ્રેમ વ્યક્ત કરે ત્હેવી રીત્યે વિશ્વશરણ કરી શકતો નહિ. આથી ભોળી લાવણ્યપ્રભા એમ સ્હમજી કે હમે બન્ને સરખી વયનાં નહિ હોવાથી પ્રેમની ગાંઠ મજબૂત બંધાઈ નથી. બન્નેના વયમાં એક યુગનો ફરક હતો. વિશ્વશરણ ૩૪ વર્ષનો હતો અને લાવણ્ય ૨૨ વર્ષની હતી. જ્વાળામુખી પર્વતની પેઠે લાવણ્યના હૃદયમાં ભીષણ શોક અને અસંતોષનો સંચાર થવા લાગ્યો.

વિશ્વશરણ 'ગૃહિણી' માં સુધારાવધારા કરવા તથા ત્હેને એક નમૂના રૂપ પત્ર બનાવવા સારૂ મુસાફરી કરવા નીકળ્યો હતો. ઉત્તર હિન્દુસ્તાન, પંજાબ, મદ્રાસ, મુંબઇ અને બ્રહ્મદેશનો પ્રવાસ પૂરો કરીને

પાછા આવતાં ત્હેને ઘણી વાર લાગે એમ હતું. 'ગૃહિણી' માં છાપવા માંટે એ ત્રણ વાર એણે પોતાના પ્રવાસનું રમુજી અને બોધદાયક વર્ણન લખી મોકલ્યું હતું; પણ લલિતછંદમાં લખેલો કોઈ પ્રેમપત્ર એણે લાવણ્યપ્રભા ઉપર લખ્યો નહોતો. લાવણ્યને મનથી, એ માફ ન કરી શકાય એવો અપરાધ હતો. પતિએ પત્રિકાના સંપાદનને લગતી સૂચનાઓ તો લખવી જોઇતી હતી! લાવણ્યે મનમાં નક્કી કરી રાખ્યું હતું કે વિશ્વશરણ ઘેર આવશે એટલે હું એમની ખૂબ ખબર લઇશ. એ બિચારીને ખબર નહોતી કે વિશ્વશરણને ત્હેની વિદ્વત્તા, અને કાર્યકુશળતા ઉપર એટલો બધો વિશ્વાસ હતો કે એ બાબતમાં સૂચનાઓ લખ્યા કરવી એ પત્નીનું અપમાન કર્યા બરોબર ત્હેને લાગતું.

વિશ્વશરણ ઘેર પાછો ફર્યો. લાવણ્યે આ વખતે હૃદય ખોલીને ત્હેની સાથે વાતચીત કરી નહિ. એક દિવસ વિશ્વશરણે એક નિબંધનાં પ્રૂફ લાવીને ત્હેને આપતાં કહ્યું 'આ જરા તપાસી આપો તો, કાલે પ્રેસમાં મોકલી આપવાનાં છે.' પતિએ લંબાવેલો હાથ પાછો ઠેલીને લાવણ્યપ્રભાએ છણકો કરીને કહ્યું 'મ્હારાથી એ કામ નહિ થાય. તંત્રી ત્હમે છો તે ત્હમે તપાસી લ્યો.' આ વર્તણુક બિલકુલ નવી હતી, છતાં પણ વિશ્વશરણ હસીને બોલ્યો 'ત્હમે પણ તંત્રીનાં સહધર્મિણી છોને?' પણ એની આ મશ્કરી તો સુંસરી નીકળી. સ્ત્રીઓ પોતાના ક્રોધની ઉપેક્ષા થાય તે સહન કરવા નથી ઇચ્છતી. મ્હોં ચ્હડાવીને લાવણ્યે કહ્યું 'ના, હું ત્હમારી સહધર્મિણી નથી. હું તો ત્હમારી વગર મૂલ્યે ખરીદી લીધેલી દાસી છું. ત્રણ ચાર વર્ષ પરણ્યે થયાં, એટલામાંજ ત્હમારો પ્રેમ ઓછો થઇ ગયો છે. તે હું કાંઇ સ્હમજતી નથી કે? ત્હમે કોઇ દિવસ મ્હારી સાથે હસી ખુશીથી બોલ્યા નથી. ત્હમે કોઈ દિવસ મ્હારી સાથે સ્નેહપૂર્વક વ્યવહાર રાખ્યો છે? ત્હમારી સાથે મ્હારે શેઠ મુનીમના જહેવો સંબંધ છે. જાણે કે

મ્હારી સાથે પરણ્યાથી ત્હમને શરમ લાગતી હોયને! ' ગૃહિણી ' ના તંત્રી ગણાવામાં ત્હમે મ્હોટું અભિમાન માનો છો પણ ' ગૃહિણી ' ની જે પ્રતિષ્ઠા છે તે તો મ્હારે લીધે છે. જે દિવસે આપ ' ગૃહિણી ' માં લેખ અને કવિતા મોકલવા માટે ભિક્ષુકની પેઠે મ્હારી પાસે વિનંતિ ઉપર વિનંતિ કરતા હતા તે દિવસો યાદ આવે છે કે ? મ્હેં નિશ્ચય કર્યો છે કે ' હું ત્હમારી સાથેનો તથા ' ગૃહિણી ' સાથનો સંબંધ છોડી દઇશ. તે વખતે ત્હમને ખબર પડશે કે મ્હારા વગર ત્હમારી શી દશા થાય છે. ' વિશ્વશરણ ચુપચાપ બેસી રહીને ઉંડા વિચારમાં ગરકાવ થઇ ગયો. આથી તો લાવણ્ય સ્હમજી કે પતિ મ્હારી ઉપેક્ષા કરે છે. એ બમણા અભિમાનથી ઉત્તેજીત થઇને બોલી ' ત્હમારૂં ઘર ત્હમને સંભાળાવીને જઇશિ. ' એ વિચારથીજ હું આટલા દિવસ થોભી હતી. હવે ત્હમે ' ઘર સંભાળી લ્યો અને મ્હને રજા આપો. '

વિશ્વશરણ બોલ્યો ' ત્હમે કામકાજના બોજાથી થાકી ગયાં છો. ન હોય તો થોડા દિવસ માશીને ઘેર જઇને વિસામો ખાઇ આવો. ' લાવણ્યે કાંઇ ઉત્તર આપ્યો નહિ. વિશ્વશરણે કહ્યું ' મ્હારે આજે કલકત્તે જવું છે. ત્ય્હાંથી કાલે પંજાબ જઇશિ. ' વિશ્વશરણ એ વખતે શ્રીરામપુર રહેતો હતો.

લાવણ્યઃ-'મ્હને રજા આપતા જાઓ. હું પણ આજેજ જઇશ.'

વિશ્વશરણઃ-'ત્હમારી મરજીમાં આવે એમ કરો. મ્હને કાંઈ અડચણ નથી. ઘર ત્હમારૂંજ છે. જ્ય્હારે ઇચ્છા થાય ત્ય્હારે પાછાં આવીને ગૃહિણી પદ સ્વીકારજો. ' પાછલું વાક્ય ન સ્હમજ્યાથી લાવણ્ય બોલી ' ઘરનો સરસામાન કોણ સાચવશે ? ' વિશ્વશરણ બોલ્યો ' નોકરો. ' પતિપત્ની વચ્ચે બીજી કાંઇ વાતચીત થઇ નહિ. નિસ્તબ્ધતા વ્યાપી ગઇ. વિશ્વશરણે પ્રસ્થાન કર્યું.

હવે લાવણ્ય ઉઠી. એક વાર ઘરની ચારે તરફ નજર ફેરવી. ત્હેની ગૃહિણી–સુલભ નિપુણતા ચારે તરફ જણાઇ આવતી હતી. ઘર સંસાર છોડીને, ઘરની જણસવસને, નોકરોને ભરોસે છોડીને પોતે ચાલી જશે એ વિચાર ત્હેને દુઃખ આપવા લાગ્યો. પણ એટલેથી પણ એ ગર્વિતા રમણીનો ક્રોધ ઉતર્યો નહિ. એ પોતાનો સામાન બાંધવામાં વ્યસ્ત થઇ. પણ એની ચિન્તા ડગલે ડગલે વધવા માંડી. ભૂત અને વર્તમાનકાળ ત્હેને મધુમય લાગ્યો, પરન્તુ ભવિષ્ય ત્હેને શૂન્ય અને અંધકારમય દેખાયું. વિશ્વશરણ શું ખરેખરજ મ્હને ચાહતા નથી? એમ છતાં પણ જ્યહારે એ આ સૂનસાન ઘરમાં પગ મૂકશે ત્ય્હારે એને કેવું લાગશે? આખો દિવસ તંત્રીનું કામ કરીને થાકયા પાકયા ઘેર આવશે ત્ય્હારે કોણ એમને ઉત્સાહ આપીને થાક ઉતારશે? હશે, મ્હારે આ બધી ચિન્તા કરવી જોઇએ નહિ. જે થવાનું હશે તે થશે. આ પ્રમાણે વિચાર કરતી કરતી લાવણ્યપ્રભા પેટીઓ ઉઘાડીને એમાંથી પોતાની સાથે લઈ જવાનો સામાન જુદો કહાડીને ટ્રન્કમાં ભરવા લાગી. એક પેટી ઉઘાડતાં કાગળોની એક થોકડી ઉપર નજર પડી. એ અક્ષરો ઘણા જાણીતા હતા. એમાં કેટલીક સુખ દુઃખ, આશા અને દિલાસાની વાતો ભરેલી હતી! એજ પરિચિત સુંદર હસ્તાક્ષર! પત્રો, કેટલાક વિવાહની અગાઉ અને કેટલાક વિવાહ પછી, વિશ્વશરણના લખેલા હતા. લાવણ્યે એકે એકે એ પત્રો વાંચવા માંડયા. પહેલાંના પત્રોમાં કેટલી નમ્રતા, સજ્જનતા અને વિવેક! પછીના પત્રોમાં જરા પણ આડંબર વગર વિવાહનું માગું કરવામાં કેટલી સરળતા અને લાવણ્ય ઉપર કેટલો બધો વિશ્વાસ! પાછળના પત્રોમાં પણ કેવો અવ્યક્ત પ્રેમ અને વિશ્વાસ તથા ચિત્તની અગાધતા જણાઇ આવતાં હતાં! પત્રો વાંચતાં વાંચતાં ન્હાના બકુલ પુષ્પોની એક માળા ઉપર ત્હેની દૃષ્ટિ પડી. વિવાહ થઇ ગયા પછી સ્વલ્પભાષી તંત્રીએ

બકુલની માળા ત્હેના ગળામાં પહેરાવીને કહ્યું હતું કે 'બકુલ સુકાઇને રૂપહીન થઇ ગયા છતાં પણ સુગંધહીન થતું નથી. આપણો પ્રેમ પણ એજ પ્રમાણે સંકટમાં કે સંપત્તિમાં સુખમાં કે દુઃખમાં એવો ને એવો દૃઢ અને તાજો રહેશે.' લાવણ્યપ્રભાને એ બકુલના પ્રત્યેક ફૂલે જાણે કેટલીએ લાંબી વાત કહી. ગર્વિતાની આંખમાં જળધારા વહેવા લાગી.

એક સોફા ઉપર પડીને બિચારી ઘણી વાર સૂધી રોઈ. એ પોતાની ભૂલ અનુભવવા લાગી; પોતાની ત્રુટી એ સ્હમજી શકી. એને ઇચ્છા થઇ કે સ્વામીના ચરણમાં મસ્તક મૂકીને ખૂબ રોઉં, પોતાની ભૂલ સ્વીકારૂં અને ત્હેમની ક્ષમા માગી લેઉં. 'ગૃહિણી' સંપાદક વિશ્વશરણની સ્ત્રી હોવામાં હવે એણે સૈભાગ્ય અને ગર્વનો અનુભવ કર્યો.

લાવણ્યે ઝટ ઉઠીને ઘડીયાળ જોયું, છે, છે, હજુ વખત છે. આજે કાગળ લખીશ તો પંજાબ યાત્રાએ નીકળતાં પહેલાં એમને મ્હારો પત્ર મળશે. હજુ વખત છે. એ જો અભયદાન કરે, તો હું સ્ટેશન ઉપર જઇને સ્વામીની ક્ષમા માગવા તૈયાર છું. લાવણ્યે યથેષ્ટ ક્ષોભ અને વિનયપૂર્વક એક પ્રેમપૂર્ણ પત્ર લખ્યો એવો સરસ પત્ર ગમે તે પ્રેમી લખી ન શકે. એતો પ્રેમપૂર્ણ રમણીની કલમનુંજ કામ. ત્હેણે એ પત્રના છેવટમાં લખ્યું ' મ્હારી નાદાની અને ઉચ્છૃંખ-લતાને લીધે આપના ઉપર પ્રેમ બતાવવામાં મ્હેં જે ત્રુટી રાખી છે, આપના પ્રેમ માટે મ્હેં જે સંદેહ આણ્યો છે, તે બધા દોષ મારા હૃદ-યમાં હવે ઘણા સાલે છે. આપ મ્હને ક્ષમા આપશો તો હું તન મન ધનથી આપની સહધર્મિણી તરીકેનું સઘળું કાર્ય કરીશ.' પત્ર પૂરો થયા પછી, ગત જીવનના સૈભાગ્ય સૂચક કેટલાંક સુકાઇ ગયેલાં બકુલ ફૂલ એ પત્રમાં ભર્યાં. પત્ર ટપાલમાં રવાના થયો.

લાવણ્યનું ચિત્ત હવે ઘણુંજ નિર્મળ હતું. ત્હેના હૃદયમાં પ્રેમનો પ્રવાહ ઘણાજ જોરથી વહેતો હતો. સ્હવારે પતિદેવનો ઉત્તર આવશે,

એ વિચારમાં ત્હેને આખી રાત ઉંઘ પણ ન આવી. સૂર્યોદયની પહેલાંજ આજ લાવણ્ય ઉઠીને ટપાલની રાહ જોવા લાગી. ' આજ સૂર્ય પણ ઘણો મોડો ઉગ્યો; સૂર્ય ઉગી ગયો તોપણ આજે ટપાલવાળાઓ કેમ આટલી બધી વાર લગાડે છે ? ઘડિયાળ આજ ઘણી સ્લો ચાલે છે. ' એવા એવા વિચારો લાવણ્યને આવવા લાગ્યા. કેટલીએ વાર ઘરના નોકરો ટપાલ ઑફિસમાં જઇ આવ્યા. પણ હજુ ટપાલ વ્હેંચાવાની ઘણી વાર હતી. ' નોકર પોસ્ટ ઑફિસમાં ગયા વગર પાછો તો નહિ આવ્યો હોય ? ' એમ શંકા લાવી તે એક નોકરની પાછળ બીજા નોકરને મોકલતી, આખરે એક નોકર ટપાલના કેટલાક કાગળો ટેબલ ઉપર મૂકી ગયો. લાવણ્ય ટપાલને હાથમાં લઇને બધા પત્રો ઉપર આંખ ફેરવી જવા લાગી. હા છે, છે એજ જાણીતા હસ્તાક્ષર ! ઘણી ઝડપમાં પત્ર ફોડવા ગઈ તોપણ પ્રેમવિહ્વળ અબળાને પત્ર ફોડતાં ઉલટી વધારે વાર લાગી. પત્રમાં થોડાંક બકુલનાં ફૂલ હતાં. અને એક કાગળના ટુકડા ઉપર રબરસ્ટામ્પમાં છાપ મારી હતી કે 'અગ્રાહ્ય ક્ષમાપ્રાર્થી ગૃહિણી સમ્પાદક.'

કેવા દારૂણ સમાચાર ! ત્હેની પ્રણય ભિક્ષાની આવી મશ્કરી ! હવે તો હદ આવી રહી ! પત્રમાં સ્વામીની પોતાની સહી પણ નહોતી, પોતાનું નામ સુદ્ધાન્ત નહોતું. કેવી ઉપેક્ષા. આજથી એ લાવણ્યની આગળ ' ગૃહિણી-સમ્પાદક ' છે, સ્વામી નથી ! ઠીક ! જ્હેવી એમની મરજી. એ ઘરનું વાતાવરણ હવે લાવણ્યને અસહ્ય થઇ પડયું. ત્હેનો શ્વાસ રૂંધાવા લાગ્યો. લાવણ્યનું દૃઢ ચિત્ત એથી દુર્બળ થવાને બદલે ઉલટું વધારે ઉશ્કેરાઇ ગયું. એ પોતાનો સરસામાન લઇને કલકત્તામાં એક સગાને ઘેર ચાલી ગઇ. થોડા દિવસ પછી ત્હેને એક ધનાઢય કુટુંબમાં શિક્ષક તરીકે નોકરી મળી. હવે એણે પોતાનું નામ બદલીને પ્રભાવતી રાખ્યું હતું.

જે કુટુંબમાં એ નોકર રહી હતી, તે કુટુંબ થોડા દિવસમાં હવાફેર કરવા સારૂ ' ડિહરી ' શહેરમાં ગયું. સોન નદીને કિનારે એક સુંદર બંગલામાં એ લોકોએ ઉતારો લીધો. લાવણ્ય પણ ત્હેમની સાથે ડિહરી આવી હતી.

અહીં આવ્યા પછી લાવણ્યે પ્રભાવતીના નામથી કેટલાક લેખો ગૃહિણીમાં તેમજ બીજા માસિકોમાં મોકલ્યા હતા. કેટલાક તંત્રી મહાશયોએ તો એના લેખની પહોંચ સ્વીકારવા જેટલી પણ તસ્દી ન લીધી કેટલાએકે વળી મહેરબાની કરીને લેખ પાછો મોકલી આપવાની તથા એક ટુંકો પત્ર લખવાની મહેરબાની કરી. કેવળ ગૃહિણીના સંપાદકે ત્હેના લેખનો સ્વીકાર કર્યા ઉપરાંત, વિનયપૂર્વક પત્ર લખીને ઉપકાર માન્યો તથા પુરસ્કાર રૂપે થોડુંક નાણું પણ મોકલ્યું. લાવણ્યને પોતાની લેખન–શક્તિ માટે જે અભિમાન હતું તે બધું જતું રહ્યું. એ સ્હમજી કે ' ગૃહિણી ' ને લીધે એની જે ખ્યાતિ થઇ હતી ત્હેને લીધેજ બીજા પત્રના સંપાદકો પણ ત્હેના લેખ અને કવિતાનો ભાવ પૂછતા હતા. બાકી જો એ લેખમાંજ એવી અસાધારણ વિશેષતા હોય તો પ્રભાવતી નામથી પણ ત્હેનો એટલોજ આદર થવો જોઇએ. ના, એમ પણ કેમ ન હોય કે એટલા બધા સંપાદકોમાં ખરા ગુણગ્રાહી ગૃહિણીના તંત્રીજ હોય, ત્હેમની આગળ નામની, પ્રતિષ્ઠાની કે યુનિવર્સિટીની ડિગ્રીની કાંઈ ગણત્રી ન હોય, એ તો લેખના ખરા ગુણ દોષ તરફજ ધ્યાન આપતા હોય. આ વધારે સંભવિત હતું. એ વિચારે લાવણ્યના હૃદયમાં સ્વામી માટેનો પૂજ્યભાવ સો ગણો વધી ગયો અને એ વિરહથી વ્યાકુળ થવા લાગી. એનું ચિત્ત ઘણી વ્યથા અને અનુતાપથી દગ્ધ થવા લાગ્યું. સ્વામીને ફરીથી મળવાની વાસના ત્હેના હૃદયને પીડા આપવા લાગી. આ વિહ્વળતામાં કેટલાક માસ નીકળી ગયા.

પરદેશમાં સ્વદેશપ્રીતિ ઘણી ખીલી નીકળે છે. જે ગૃહસ્થોને દેશમાં આપણે ઓળખતા પણ ન હોઇએ, તેજ ગૃહસ્થ પરદેશમાં મળી આવતાં, ત્હેની સાથે મિત્રતા કરવા આપણે પ્રયત્ન કરીએ છીએ. લાવણ્યના પ્રસંગમાં પણ એવું બન્યું. એની પાસેનાજ બંગલામાં કલકત્તાથી હવા ખાવા આવેલું એક બીજું બંગાળી કુટુંબ વસતું હતું. એ કુટુંબમાં એક સન્નારી પણ હતી. ત્હેનું નામ પુણ્યપ્રભા હતું. એ લાવણ્યના જેટલીજ ઉમરની હતી, એટલે એ બન્ને જણાંનાં ઘણાંજ ગાઢાં સહીપણાં જામ્યાં. હજુ પણ લાવણ્યે ત્હેની આગળ પોતાનું ખરૂં નામ જણાવ્યું નહોતું. પુણ્યપ્રભા ત્હેને પ્રભાવતી નામથીજ ઓળખતી.

બન્નેના બંગલાની વચમાં એક મેદાન હતું. ત્યહાં લીલું ઘાસ છવાઈ રહ્યું હતું. એક દિવસ લાવણ્ય અને પુણ્યપ્રભા એ મેદાન ઉપર, સોન નદીના કિનારે ફરતાં ફરતાં, વિવિધ વિષયો ઉપર વાતો કરતાં હતાં. એ વખતે દિવસ આથમી ગયો હતો. સાંસારિક, રાજકીય, અનેક વિષયો ઉપર વાતચીત કર્યા પછી, સાહિત્ય સંબંધી વાત નીકળી. વર્તમાન સમયનાં માસિક પત્રોના ગુણ દોષની ચર્ચા ચાલી. માસિક સાહિત્યનું અવલોકન કરતી વખતે 'ગૃહિણી' નો ઉલ્લેખ ન થાય એ તો અસંભવિતજ હતું. 'ગૃહિણી' નો ઉલ્લેખ કરતાં કરતાં ત્હેના તંત્રીનો વિષય પણ નીકળ્યો. જે 'ગૃહિણી' એક સમયે લાવણ્યના હાથેજ લાલનપાલન પામેલું પ્યારૂં પનોતું પત્ર હતું. જ્હેના તંત્રી ત્હેના પરમ આરાધ્ય પતિદેવ હતા. ત્હેના સંબંધમાં તટસ્થપણે વાતચીત કરતાં લાવણ્યના મનમાં શું શું થઇ જતું હશે, ત્હેની વાંચકો કલ્પના કરી શકશે. પુણ્યપ્રભાએ આ સમયે લાવણ્યના મુખ તરફ દૃષ્ટિ કરી હોત તો ત્હેને ત્હેના અંતઃકરણનો ભાવ મુખમુદ્રા ઉપરથી સ્પષ્ટપણે વ્યક્ત થઈ જાત. પણ સદ્‌ભાગ્યે અંધારૂં ગાઢું થયું હતું.

અને લાવણ્યની મુખ મુદ્રા તરફ ખાસ લક્ષ્ય આપવાનું પુણ્યપ્રભાને કાંઇ કારણ પણ નહોતું, એટલે લાવણ્યપ્રભા પકડાઈ ગઇ નહિ. વાત લંબાવા લાગી. પુણ્યપ્રભાએ પૂછ્યું 'ત્હમે ગૃહિણીના તંત્રીને ઓળખો છો? એ કેવા માણસ છે?'

લાવણ્યનો શ્વાસ રૂંધાવા લાગ્યો. ઘણી મુશ્કેલીએ સંયમપૂર્વક એ બોલી 'હું એમને ઘણી સારી પેઠે ઓળખું છું. એમના જહેવા સદ્‌ગૃહસ્થ ઘણા થોડા હશે.'

પુણ્યપ્રભાએ કહ્યું 'એ તો પરણેલા છે ને?'

લાવણ્ય—'હા.'

પુણ્યપ્રભા–'પણ એમની વર્તણુક પરણેલા ગૃહસ્થને શોભે એવી નથી.'

કેવો ગજબ! લાવણ્યની આગળ ત્હેના પતિદેવના ચારિત્ર માટે આ પ્રમાણે શંકા! ત્હેના શરીરનું લોહી જોરથી હૃદયને અથડાવા લાગ્યું. લાવણ્યના મ્હોંમાંથી એકાદ નિઃશ્વાસનો શબ્દ પણ નીકળી ગયો. એથી પુણ્યપ્રભાના મુખ ઉપર હાસ્યની રેખા સ્ફુરી આવી. ત્હેણે પૂછ્યું 'શું થયું?' લાવણ્યે અંધકારમાં પુણ્યપ્રભાનું હાસ્ય જોયું નહિ, તેમજ પોતાના વિચારવમળને લીધે ત્હેનો પ્રશ્ન પણ બરોબર સાંભળ્યો નહિ. થોડીકવાર પછી મનને શાન્ત કરીને પૂછ્યું 'ત્હમારે એમને માટે એવો ખરાબ વિચાર બાંધવાનું કાંઇ કારણ?'

પુણ્યપ્રભાએ હસીને કહ્યું 'ગૃહિણીમાં મ્હારી કવિતા પ્રગટ કરવાની મ્હને ઘણીજ તીવ્ર ઇચ્છા હતી. દર મહિને હું એક કવિતા મોકલતી, પણ તે અસ્વીકાર થઇને પાછી આવતી. વારંવાર નિષ્ફળતા મળ્યાથી મ્હેં પણ હઠ પકડી કે જ્યહાં સૂધી મ્હારી એકે એક કવિતા ગૃહિણી ઑફિસમાંથી પાછી નહિ આવે, ત્યહાં સૂધી હું કવિતા મોકલતીજ જઇશ. ગઇ સાલ મ્હારી એક કવિતા પાછી આવી. પણ

કેવી શરમની વાત! એની સાથે એક પ્રેમપત્ર હતો! ધિક્કાર છે એવા તંત્રીને! અજાણી લેખકને એવો પ્રેમપત્ર લખતાં એમની હિંમત કેમ ચાલી? ત્ય્હારથી મ્હેં ગૃહિણીમાં કવિતા મોકલવી બંધ કરી છે.'

લાવણ્યના હોઠ સુકાઇ ગયા. મ્હોડું ફીકું થઇ ગયું. મહા મહેનતે ઉંડો નિસાસો નાંખીને એણે કહ્યું 'હમણાં મ્હને એ પત્ર બતાવશો?'

પુણ્યપ્રભા મનમાં ને મનમાં બોલી 'એ તો મ્હોટી આપદા.' પ્રકાશપણે લાવણ્યને કહ્યું 'શા માટે નહિ? ખોળી કહાડીને બતાવીશ. ક્ય્હાં પડયો હશે તે મ્હને ખબર નથી. એ દિવસે વાંચીને ક્ય્હાં મૂકી દીધો છે. તે યાદ નથી.' એમ કહીને એણે તીક્ષ્ણ દૃષ્ટિએ લાવણ્યના મ્હોં સ્હામું જોયું.

આ વખતે લાવણ્યના મનની સ્થિાત એવી હતી કે આત્મસંવરણ કરી શકી નહિ. ત્હેણે ઘણા ઉદ્વેગ સાથે કહ્યું 'હમણાં ત્હમારે બંગલે આવું તો ત્હમે નહિ બતાવો?'

પુણ્યપ્રભા ફરીથી હસીને કહ્યું '-ઠીક ચાલો, ખોળી જોઇએ.'

પુણ્યપ્રભા લાવણ્યને પોતાના બંગલામાં લઇ ગઇ. એક મ્હોટો કેરોસીન લેમ્પ ધીમે ધીમે બળી રહ્યો હતો. પુણ્યપ્રભાએ ત્હેની બત્તી વધારી, ને એક સ્ટીલ ટ્રંકમાંથી એક ન્હાની ઇસ્કોતરી બહાર કહાડી. ત્હેમાં કેટલાંક નાજુક ઘરેણાં, અને રેશમી દોરાથી બાંધેલું એક કાગળોનું બંડલ હતું. દોરી છોડી નાંખીને કાગળોના બંડલમાંથી એક પત્ર લાવણ્યના હાથમાં આપ્યો. પુણ્યપ્રભા ભુલી ગઇ હતી કે થોડીકજ વાર ઉપર એણે કહ્યું હતું કે કાગળ ક્ય્હાં પડયો હશે ત્હેની મ્હને ખબર નથી. લાવણ્ય તો પોતાની ચિંતામાં વ્યગ્ર હતી. એટલે એણે તે બાબત લક્ષમાંજ લીધી નહિ. આટલો થોડો વિલંબ ત્હેને મનથી તો

અસહ્ય થઈ પડયો. ધીમે રહીને કાંપતે હાથે પત્ર પોતાના હાથમાં લઇને ટેબલ આગળ આવીને દીવાના અજવાળામાં વાંચવા લાગી.

'પ્રાણેશ્વરી!' આ શું? આ કોનો પત્ર! વિશ્વશરણે શું એ પ્રિય સંબોધન બીજાને માટે વાપર્યું છે? ત્હેના હૃદયમાં કાંઇનું કાંઇ થઈ જવા લાગ્યું. આગ્રહપૂર્વક તે આગળ વાંચવા લાગી.

'ત્હારો પત્ર વાંચીને ઘણોજ આનંદ થયો. એણે મ્હને કેટલું બધું આશ્વાસન આપ્યું; હું સદા ત્હારોજ છું. મ્હારો પ્રેમ એવો ને એવો અખંડ છે અને રહેશે. બકુલ પુષ્પની સુગંધ જીવનના અન્તપર્યંત રહે છે, આપણો પ્રેમ પણ આપણા બન્નેના જીવનની છેલ્લી ઘડી સુધી રહેશે. હું ત્હને ચાહું છું એ વાત તું સ્હમજી શકી નહિ હોય એમ હું કહી શકતો નથી. હું પણ ત્હારો સ્વભાવ જેટલો પારખી શક્યો છું, તેટલા ઉપરથી કહી શકું છું કે મ્હારા ઉપર ત્હારી પ્રગાઢ ભક્તિ છે. એક ક્ષણભરને માટે ધુમ્મસ આવીને ભલે એને તિમિરગ્રસ્ત કરે, પણ એ તિમિર ઘણો વખત રહીજ ન શકે. આપણા બન્નેનો એકબીજા ઉપર એટલો બધો વિશ્વાસ છે કે એકના વગરથી બીજાનું કામ ચાલી શકેજ નહિ. તું હમેશાં મ્હારીજ છે, અને હું સર્વદા ત્હારોજ છું. મ્હારાથી કોઇ અપરાધ થયો હોય તો ક્ષમા કરજે. ક્ષમા એ રમણીનો ધર્મ છે. મનુષ્ય ડગલે ડગલે ભૂલ કરે છે. આશા છે કે એ વાત ધ્યાનમાં રાખીને તું મ્હને ક્ષમા આપીશ. હું આજેજ પંજાબ જાઉં છું. હજી ઘણું કામ કરવાનું બાકી છે. ગૃહિણીના લેખકોને જવાબ આપવાનું હજુ બાકી રહ્યું છે. એટલે આજે આટલેથીજ વિરમું છું.

ત્હારો દેવતા.

તા. ક. આપણા પ્રેમના અખંડ બંધનના ચિહ્ન સ્વરૂપ બકુલ ફૂલમાંથી થોડાંક રાખીને બાકીનાં ત્હારા ઉપર પાછાં મોકલું છું, એજ.

આ તાજાકલમવાળો ભાગ લીલી પેનસિલથી લખેલો હતો. લખનાર ઘણી ઉતાવળમાં છે એ સ્પષ્ટ જણાઈ આવતું હતું. પણ એ ઉતાવળને લીધે સ્હેજ ભૂલ થઇ જવાથી કેવો મ્હોટો અનર્થ થઇ ગયો! લાવણ્ય એ પત્રને હૃદય સરસો ચાંપીને ઘણુંજ રોઈ. એ પત્રમાં સદાની માફક, સ્નેહપૂર્વક 'પ્રાણેશ્વરી' શબ્દથી સંબોધન કર્યું હતું. એ લાવણ્ય પોતને 'મ્હારા દેવતા' શબ્દથી પત્રમાં સંબોધન કરતી, અને વિશ્વશરણ ત્હેના બદલામાં પત્રમાં 'ત્હારો દેવતા' એ શબ્દોથી સહી કરતો. આ પત્રમાં પણ એજ ચિરપરિચિત શબ્દોમાં સ્વામીએ હસ્તાક્ષર કર્યા હતા. પત્રની દરેકેદરેક લીટીમાં કેટલો સ્નેહ, કેટલો વિશ્વાસ, કેટલી નિષ્ઠતા અને કેટલી સરળતા ભરેલી હતી! તુચ્છ અભિમાનને લીધે લાવણ્યે આ દોઢ વર્ષ સુધી કેટલું કષ્ટ પોતે વેઠયું હતું, તથા સ્વામીને વેઠાવ્યું હતું! ક્રોધથી લાલચોળ આંખ કરીને લાવણ્યે પુણ્યપ્રભાને કહ્યું 'ત્હેં આ પત્ર આટલા દિવસ બતાવ્યો કેમ નહિ? આ દોઢ વર્ષ સુધી મ્હેં જે મનોવેદના ભોગવી છે ત્હેનું કારણ તુંજ છે. મ્હારો આ કાગળ સંતાડી રાખવાનો ત્હને શો અધિકાર હતો?' પુણ્યપ્રભા તો અવાક્ થઇ ગઇ! પણ મનમાં ત્હેને એક જાતની મઝા પડી. મનમાં ને મનમાં ત્હેણે લાવણ્યને કહ્યું 'છિટ્! ત્હારી ચાલચલણ આવીજ છે કે?' લાવણ્ય વધારે વાતચીત કર્યા વગર એ પત્ર લઇને સીધી સ્ટેશન ઉપર ગઇ. ગૃહિણી ઑફિસને સરનામે ' અર્જન્ટ પ્રીપેડ ' તાર મૂક્યો કે 'અધિપતિ હમણાં ક્યહાં છે?'

લાવણ્યના ચાલી ગયા પછી પુણ્યપ્રભા એકલી ખૂબ હસી અને ત્હેના મનમાં સંભવિત અસંભવિત અનેક કલ્પનાઓ કરવા લાગી.

રાતના બાર વાગી ગયા. લાવણ્યના બંગલામાં બધાં સૂઈ ગયાં હતાં. લાવણ્ય એકલી લેમ્પ આગળ બેસીને પોતાનો સરસામાન બાંધતી હતી. એટલામાં બહારથી કોઈ બોલાવવા લાગ્યું. બધાં જાગી ઉઠયાં.

નોકરે નીચે જઇને એક લાલ પરબીડીઉં લાવીને શેઠના હાથમાં મૂક્યુ. એમણે એ પરબીડીઉં હાથમાં લઇને કહ્યું 'આટલી મોડી રાતે તાર ક્યહાંથી આવ્યો.' દીવા આગળ જઇને સરનામું વાંચ્યું તો 'પ્રભાવતી' નું નામ હતું. લાવણ્યના હાથમાં તાર આપીને શા ખબર છે તે જાણવા શેઠ ઉત્સુકતાપૂર્વક રાહ જોવા લાગ્યા. લાવણ્યે મનમાં વાંચ્યું 'અધિપતિ સોમવારની સ્હાંજ સુધી કલકત્તા રહેશે.' શેઠે પૂછ્યું 'શા સમાચાર છે.' લાવણ્યે નીચું મ્હોં રાખીને કહ્યું 'કાંઇક જરૂરના કામસર મ્હારે આજેજ કલકત્તા જવું પડશે.' તાર આવ્યો હતો એટલે શેઠથી પણ વાંધો લેવાયો નહિ. બધાની પાસેથી રજા લઇને લાવણ્ય ૨ ને ૨૫ ની ગાડીએ કલકત્તા જવા નીકળી.

સ્હાંજે હાઉરા પહોંચી. એક ગાડી ભાડે કરીને સીધી 'ગૃહિણી' ઑફિસમાં પહોંચી. ગાડીમાંથી ઉતરતાં ત્હેના પગ કાંપવા લાગ્યા. અત્યહાર સુધી મનમાં ઉત્સાહ થયો, પણ ઘર આગળ આવતાં એનો પગ ભારે થયો. અત્યહારે સ્ત્રી જાતિની શરમે ત્હેના ઉપર કાબુ મેળવ્યો. ગાડીમાંથી ત્હેણે તંત્રી સાહેબને બેઠેલા જોયા હતા. આ દોઢ વર્ષમાં ત્હેમનું શરીર ઘણું લેવાઈ ગયું હતું. લાવણ્યે શરમાઇને પાછા ચાલ્યા જવાનો વિચાર કર્યો. પણ એટલામાં એક નોકરે આવીને સલામ કરીને ગાડીનું બારણું ઉઘાડ્યું. હવે તો ગયા વગર છુટકોજ નહોતો. ત્હેણે નોકરને પોતાનું કાર્ડ આપ્યું. પ્રભાવતી થોડી વારમાંજ તંત્રી મહાશય ઉતાવળા ઉતાવળા બહાર આવીને બોલી ઉઠયા 'લાવણ્ય!' લાવણ્ય સ્હમજી ગઈ કે, પ્રભાવતી નામ ધારણ કર્યાથી એ ચતુર સંપાદક પોતાને ઓળખ્યા વગર રહ્યા નથી. આ સ્નેહ આગળ લાવણ્ય આત્મસંવરણ કરી શકી નહિ. અશ્રુસાગરમાં ભરતી આવી ગઈ. વિશ્વશરણ ત્હેને ગાડીમાંથી ઉતારીને, ઘરની અંદર લઈ ગયો. થોડી

વાર પછી શાન્ત થઇને લાવણ્યે પૂછ્યું 'દેવતા ! હું ક્ષમા માગવા આવી છું.'

વિશ્વશરણ બોલ્યો 'ક્ષમા શી બાબતની લાવણ્ય ? મ્હેં એક દિવસ પણ ત્હારા ઉપર ખોટું લગાડયું નથી. ગુસ્સે થયો હોઉં તો ક્ષમા કરૂં ને ?' ત્યહાર પછી પતિપત્નીએ દોઢ વર્ષના હૃદયના ઉભરા ખાલી કર્યા. બન્નેનો આવેગ શાન્ત થયા પછી લાવણ્યે કહ્યું 'તંત્રી મહાશય ! આવું તંત્રીપણું ફરીથી કરશો નહિ.' એમ કહીને ત્હેના હાથમાં બે પત્રો મૂક્યા. એક પરબીડીઆ ઉપર લાવણ્યનું સરનામું અને 'અગ્રાહ્ય' વાળો ગૃહિણી ઑફિસનો છાપેલો લેબલ હતો. બીજા પરબીડીઆમાં પુણ્યપ્રભાનું સરનામું અને એક કવિતા તથા પ્રેમપત્ર હતો. તંત્રી મહાશયે શરમના માર્યા નીચું જોયું. ગંભીર પ્રકૃતિના સંપાદક વિશ્વશરણ આજે બાળકની માફક હસ્યા, અને હસી હસીને પેટ દુઃખવા આવ્યું ત્યહારે લાવણ્યને કહ્યું 'લાવણ્ય, ખરેખાત શું મ્હેં આવો ઘોંટાળો કર્યો છે? પુણ્યપ્રભાનાં કવરમાં ત્હારો પત્ર મૂકી દીધો. અને એના કવર ઉપર લગાડવાનો 'ગૃહિણી' ઑફિસનો 'અગ્રાહ્ય' વાળો લેબલ, પુણ્યપ્રભાની કવિતાને બદલે ત્હારા કવર ઉપર લગાડી દીધો ?! આ તો ગજબ થઈ ગયો. એ તો ચાલો સારૂં થયું કે, સદ્ભાગ્યે ત્હારો અને પુણ્યપ્રભાનો મેળાપ થયો ! ચાલો, હવે આપણે પુણ્યપ્રભાને બધી વાતનો ખુલાસો કરીશું. અને આપણા ઉપર આટલો ઉપકાર કરવા બદલ ત્હેની કવિતાને 'ગૃહિણી'માં સ્થાન આપીશું.'



જાહેર ખબર.

# રૂ. ૨૫૦) માં અમરનામ.

## પુન્યશીલ દાતાઓ માટે ઉત્તમ તક.

**[ અત્યાર સુધીમાં ૩૦ દાતાઓએ પોતાના નામની ઓરડીઓ બંધાવી છે. ]**

નડીઆદ હિંદુ અનાથ આશ્રમમાં અનાથો અને અપંગોની સંખ્યામાં મ્હોટો વધારો થવાથી અનાથોને રહેવા વિગેરે માટે ઘણી અગવડ પડતી હોવાથી, આશ્રમના મધ્ય સ્થળમાં વધારાનું મકાન બાંધવાની જરૂર છે. આ નવા મકાનની નીચેની ઓરડીઓમાં અનાથ અપંગો વગેરેનો સમાસ કરવામાં આવશે. મકાનને લગતી દરેક ઓરડી બાંધતાં લગભગ પાંચશો રૂપીઆ ખર્ચ થાય છે, તથાપિ કોઇ દાતા ગૃહસ્થ એકી વખતે રૂ. ૨૫૦) આપશે તો તે ગૃહસ્થના નામની એક ઓરડી બાંધી તેના મુખદ્વાર ઉપર આરસપહાણની તક્તી ચોઢી તે સખી દાતાનું નામ અમર કરવામાં આવશે. આ મકાન બાંધતાં ચાર હજાર રૂપીઆ સુધી ખર્ચ થાય તેમ છે પરંતુ કોઇ શ્રીમંત સખી ગૃહસ્થ ત્રણ હજાર રૂપીઆ સામટા દાન આપશે, તો એ આખું મકાન એ દાતાના નામથી બંધાવી અમે કૃતાર્થ થઇશું; આ મકાન આશ્રમમાંજ ઘણાજ આગળ પડતા સ્થળમાં થોડાજ સમયમાં બંધાનાર હોવાથી દાનશીલ સજ્જનો આ ઉત્તમ તકનો લાભ લેવા ચૂકશે નહિ એવી આશા છે. વધુ વિગત માટે લખો.

**મંત્રી, હિન્દુ અનાથાશ્રમ—નડીઆદ.**

# (૭) ના, મ્હારે ત્હમારી દેવી નથી બનવું.

---

આઠ વર્ષની ઉમરમાં મ્હારૂં લગ્ન થઇ ગયું હતું. મનપસંદ પતિ મેળવવા માટે છોકરીઓ ઘણુંખરૂં શિવનું પૂજન કરે છે. મ્હેં પણ કર્યું હતું. પરન્તુ પૂર્વજન્મના પાપથી મનમાન્યો પતિ મળવા છતાં પણ મ્હને પૂરૂં સુખ ન મળ્યું. ભગવાન ત્રિલોચને મ્હારાં બન્ને લોચનો લઇ લીધાં. જીવનના અન્તકાલ સુધી મ્હારા સ્વામીને આંખભર જોવાનું સૌભાગ્ય ત્હેમણે મ્હને ન આપ્યું.

બાલ્યાવસ્થામાંથીજ મ્હારી અગ્નિપરીક્ષા આરંભ થઇ. સોળ વર્ષ પૂરાં થતાં ન થતામાં તો મ્હેં એક મરેલા બાળકને જન્મ આપ્યો. હું પોતે પણ મરતાં મરતાંજ બચી. જેના કર્મમાં આખી જીંદગી દુઃખજ ભોગવવાનું લખાયલું છે તે મરે ક્યેમ ? જે દીપક બળવા-નોજ છે, ત્હેનું તેલ ખૂટતું નથી. આખી રાત બળ્યા પછીજ ત્હેને શાન્તિ મળે છે.

હું બચી તો ગઇ, પરન્તુ શરીરની અશક્તિ માનસિક કલેશ અથવા તો બીજા કોઇ કારણોને લીધે મ્હારી આંખ્યમાં પીડા થવા લાગી.

મ્હારા પતિ એ સમયે દાક્તરના કામનો અભ્યાસ કરતા હતા. નવી વિદ્યાના ઉત્સાહને લીધે, ઉપાય કરવાનો પ્રસંગ મળેલો જોઈ તે ઘણા ખુશી થયા. એ પોતેજ મ્હારી ચિકિત્સા કરવા લાગ્યા.

દીએરજી પણ એજ વર્ષમાં વકીલાતની પરીક્ષા પાસ કરવાને માટે કૉલેજમાં અભ્યાસ કરતા હતા. ત્હેમણે એક દિવસ આવીને મ્હારા પતિને કહ્યું "ત્હમે આ શું કરી રહ્યા છો? ભાભીની આં-

ખ્યોનો નાશ કરવાનો ધંધો લઇ બેઠા છો ? ! કોઈ સારા દાક્તરને બોલાવીને બતાવો. ”

સ્વામીએ કહ્યું:—“ કોઈ સારો દાક્તર આવી નવો ઉપાય શો કરશે ? દવાઓ તો બધી એની એ જાણીતીજ છેને ? ”

દીએરજીએ કાંઇક નારાજ થઇને કહ્યું:—“ ત્હારે તો ત્હમારામાં અને ત્હમારી કૉલેજના પ્રીન્સીપાલ ( અધ્યક્ષ ) સાહેબમાં કાંઇ અન્તર નથી. ”

સ્વામી બોલ્યા:—“ તું કાયદો ભણે છે. દાક્તરના કામમાં શું સમજે ? પરણીશ અને બૈરીની તરફથી મીલ્કતનો કોઇ મુકદમો લડીશ ત્યહારે મ્હારી સલાહ પૂછવા આવીશ કે ? ”

હું મનમાં વિચાર કરવા લાગી કે ‘ આ બન્ને એક બીજા સાથે લ્હડી મરશે. અને મારી જઇશ હું. બન્ને તરફથી મ્હારા ભોગ છે. ’ વળી વિચાર આવ્યો કે ‘ પિતાના ઘરમાંથી જ્યહારે મ્હારૂં દાન કરવામાં આવ્યું છે, ત્યહારે દીએરજીએ મ્હારે માટે આ તકરાર શું કામ કરવી ? મ્હારૂં સુખ દુઃખ, રોગ, આરોગ્ય, એ સર્વ પતિનાજ હાથમાં છે.’

એ દિવસે આ ન્હાની શી આંખ્યોની પીડાને માટે દીએરજી અને પતિની વચ્ચે ખટપટ થઇ ગઈ. મ્હારી આંખ્યોમાંથી પહેલાં પાણી ટપક્યાં કરતું હતું, હવે ત્હેની ધારા વહેવા લાગી. ત્હેનું કારણ મ્હારા પતિ હતા કે દીએરજી એ વાતનો વિચાર કોઇએ ન કર્યો. વિચારવાની જરૂર પણ નહોતી.

મ્હારા પતિ કૉલેજમાં ગયા હતા, તે વખતે દીએરજી એકાએક દાક્તરને બોલાવી લાવ્યા. દાક્તરે આંખ્ય તપાસીને કહ્યું કે જો બરોબર સંભાળીને કામ લેવામાં નહિ આવે તો પીડા વધી પડવાનો ડર છે. દવા લખી આપી દાક્તર સાહેબ ઘેર ગયા. દીએરજીએ દવા લાવવા નોકર મોકલ્યો.

દાક્તરના ગયા પછી મ્હેં દીએરજીને કહ્યું " ભાઈ! હું ત્હમારે પગે પડીને કહું છું કે જે દવા ચાલી રહી છે ત્હેમાં ત્હમે હરકત ન કરશો. "

ન્હાનપણથીજ હું દીએરજીથી બહુ બ્હીતી હતી. મ્હોં ઉઘાડીને આજ એટલી વાત કરી શકી એજ આશ્ચર્યની વાત થઈ. આટલું તો હું સારી રીત્યે સમજી ગઇ હતી કે તે મ્હારા પતિથી છુપાવીને દવા કરવા ચ્હાય છે, તેથી અન્તમાં મ્હને હાનિને બદલે લાભ થવાની આશા નથી.

દીએરજી મ્હારી હઠ જોઇ આશ્ચર્ય પામ્યા. થોડો સમય શાન્તિથી વિચાર કરી બોલ્યા:-" ઠીક છે, હવેથી હું દાક્તરને નહિ બોલાવું. પરન્તુ જે દવા મંગાવી છે તે તો સારી રીત્યે અજમાવી જોજે. " દવા આવ્યા પછી તે ચોપડવાની રીત મ્હને બરોબર સમજાવીને તે ચાલ્યા ગયા. પતિના કૉલેજમાંથી પાછા આવતા પહેલાંજ મ્હેં શીશી, ડબ્બી, તથા આંખ્યમાં દવા પાડવાની કાચની નળી વિગેરેને ઘણી સાવધાની સાથે પછાડીના કૂવામાં ફેંકી દીધાં.

દીએરજીની જોડે તકરાર કર્યા પછી મ્હારા પતિ બમણા ઉત્સાહથી મ્હારી આંખ્યોની દવા કરવા લાગ્યા. સાંઝ સવાર દવા બદલવા લાગ્યા. આંખ્યો ઉપર પાટા બંધાવ્યા, ચસ્માં પહેરાવ્યાં. દવાનાં ટપકાં પાડવામાં આવ્યાં, ભુકી ભભરાવી. દુર્ગન્ધિત માંછલીનું તેલ પી પીને મ્હારા પેટનાં આંતરડાંઓ પણ બહાર નીકળવા આવ્યાં, પરન્તુ આ બધું મ્હેં સહન કર્યું.

સ્વામી પૂછતા " હવે આંખ્યોની શી હાલત છે? " હું કહેતી કે " હવે કાંઇક ઠીક છે. " મ્હારા મનમાં પણ એમજ માનવાને પ્રયત્ન કરતી કે હું સાજી થતી જાઉં છું. જ્યહારે આંખ્યમાંથી પાણી વધારે ટપકતું ત્યહારે માનતી કે પાણી ટપકવું એ સારૂં ચિન્હ છે. જ્યહારે

ટપકવું બન્ધ થઈ જતું ત્‍્હારે પણ એમજ વિચાર કરતી કે હવે તો આરામ થઇ જશે.

પરન્તુ થોડા દિવસમાં મ્હારાથી વધારે દુઃખ સહન ન થઇ શક્યું. આંખ્યોથી અસ્પષ્ટ દેખવા લાગી. માથાના દરદથી મ્હને ચેન પડતું નહતું. મ્હને લાગ્યું કે સ્વામી પણ હવે શરમાઇ ગયા છે. આટલા દિવસ પછી દાક્તરને કેવી રીત્યે બોલાવવો એનું એ બહાનું શોધવા લાગ્યા.

આ સ્થિતિ જોઈ મ્હેં એમને કહ્યું કેઃ—"દીએરજીનું કહ્યું માનવાની ખાતર દાક્તર બોલાવવામાં શી હાનિ છે? એ વાત ઉપરથી દીએરજી નાખુશ થઇ ગયા છે. તેથી મ્હને દુઃખ થાય છે. ઉપાય તો ત્‍્હમેજ કરશો. પરન્તુ નામની ખાતર એક દાક્તર હોય તો ઠીક."

ત્‍્હેમણે કહ્યું:—"એ ઠીક કહ્યું" અને એજ દિવસે એક ગોરા દાક્તરને એ બોલાવી લાવ્યા. ત્‍્હેમની વચ્ચે શી વાતચીત થઈ તે હું સમજી ન શકી પણ એટલું તો જણાયું કે સાહેબ મ્હારા પતિને ધિક્કારતા હતા. અને એ નીચું માથું રાખી મુગે મ્હોંએ એ બધું સાંભળ્યા કરતા હતા.

દાક્તરના ગયા પછી મ્હેં સ્વામીનો હાથ પકડી કહ્યું–"એ ઉદ્ધત ગોરાને ક્યહાંથી પકડી લાવ્યા? એક દેશી દાક્તરને બોલાવવાથીજ કામ ચાલત. એ મ્હારી આંખ્યોની પીડાને ત્‍્હમારા કરતાં વધારે સારી રીત્યે કેવી રીત્યે જાણી શકશે?"

સ્વામી જરા શરમિંદા થઈ બોલ્યા:–"આંખ્યોમાં નસ્તર મૂકાવવાની જરૂર આવી ગઈ છે."

મ્હેં કાંઈક ક્રોધનો ડોળ કરી કહ્યું "નસ્તરની જરૂર છે એ વાતને ત્‍્હમે જાણી જોઇને છુપાવતા હતા? એ તો હું બહુ દિવસથી

જાણતી હતી. ત્હમે એમ જાણતા હશો કે નસ્તર મૂકાવવાની વાતથી હું ડરી જઈશ."

હવે ત્હેમનો સંકોચ જતો રહ્યો. ત્હેમણે કહ્યું:-"આંખમાં નસ્તર મૂકાવવાની વાત સાંભળી ડર ન પામે એવો પુરૂષોમાં પણ વીર કોણ છે?!"

મ્હેં મશ્કરીમાં કહ્યું:—"પુરૂષોનું વીરપણું-શૂરાતન તો સ્ત્રીઓનીજ પાસે છે."

સ્વામીએ તરત શરમાઇ જઇ એક નિઃશ્વાસ નાંખી કહ્યું:-"એ ઠીક છે. પુરૂષોની કુળદેવી અહંકારજ છે."

મ્હેં ત્હેમની મલિનતાને તરતજ હવામાં ઉડાડી દઇને ઉત્તર આપ્યો "અહંકારમાં પણ ત્હમે લોકો સ્ત્રીઓથી જીતો એમ છો કે? ત્હાં પણ હમારૈંજ વિજય છે."

મ્હારા મંદવાડના દિવસોમાં દીએરજી એક વખત ફરીથી મ્હારી પાસે આવ્યા. મ્હેં એમને બોલાવી કહ્યું:—"ભાઈ, ત્હમારા દાક્તરની દવાથી આટલા દિવસ સુધી હું સારી હતી. પરન્તુ એક દિવસ ભૂલથી ખાવાની દવાને આંખ્યમાં ચોપડી એથી હવે હું જન્મભરને માટે આંખ્ય ખોવા બેઠી છું. ત્હમારા ભાઈ કહે છે કે નસ્તર મૂકાવવું પડશે.

દીએરજીએ કહ્યું કે "હું ધારતો હતો કે ત્હમારા પતિનીજ દવા ચાલે છે. એટલા માટે ગુસ્સે થઇને તો હું ત્હમારી પાસે પણ આવ્યો નહિ." મ્હેં કહ્યું:—"છાની માની હું દાક્તરનીજ દવા ચોપડતી હતી પણ એમને મ્હેં એ વાત જાણવા દીધી નથી."

હાય! સ્ત્રીનો જન્મ લઇને કેટલું જુઠું બોલવું પડે છે! દીએરજીનો જીવ દુભવવો પણ મ્હને ગમતું નહતું, અને સ્વામીના યશમાં હરકત નહિ કરવાની પણ મ્હારી ઇચ્છા હતી. મા બની ખોળામાંના

બાળકને સમજાવવું પડે છે. અને સ્ત્રી બની બાળકના પિતાને પણ સમજાવવા પડે છે. સ્ત્રીને આટલો છળ કરવાનું પ્રયોજન પડે છે.

મ્હારી આ યુક્તિનું ફળ તો એ મળ્યું કે આંધળી થતાં પહેલાં દીએરજી અને પતિની વચ્ચે સંપ થયેલો મ્હેં જોયો. દીએરજીએ જાણ્યું કે છાનામાના દવા કરવાથી આ દશા થઇ. સ્વામી સમજ્યા કે ભાઇનું કહ્યું માન્યું હોત તો સારૂં થાત. મનમાં ને મનમાં બન્ને જણ પસ્તાવા લાગ્યા. અને મનથીજ એકબીજાની ક્ષમા માગવા લાગ્યા. મ્હારા સ્વામી હવેથી ભાઇની સલાહ પૂછવા લાગ્યા. અને દીએરજી પણ ઘણી નમ્રતાથી મ્હોટા ભાઈનું કહ્યું માનવા લાગ્યા.

એક દિવસ બંનેની સંમતિથી અંગ્રેજ દાક્તરે આવી મ્હારી ડાબી આંખ્યમાં નસ્તર મૂક્યું. નિર્બળ આંખ્યથી તે ઘા સહન ન થયો. ત્હેની ક્ષીણ જ્યોતિ અકસ્માત હોલવાઇ ગઈ, બંધ થઇ ગઇ, હવે તો બીજી આંખ્ય પણ થોડાક દિવસોમાં અન્ધકારમાં મળી ગઈ. બાલ્યાવસ્થામાં લગ્નને દિવસે પીઠી ચોળેલી જે કિશોર મૂર્તિ મ્હારી સ્હામે પહેલીજ વખત પ્રકાશિત થઈ હતી ત્હેના ઉપર જન્મ પર્યંતને માટે પડદો પડી ગયો.

એક દિવસ મ્હારા સ્વામી મ્હારી પથારી આગળ આવી કહેવા લાગ્યા. " ત્હારી આગળ ખોટી બડાઇ નહિ કરૂં. ત્હારાં નેત્રોનો નાશ મ્હેંજ કર્યો."

હું જાણી ગઇ કે દુઃખથી ત્હેમનો કંઠ રૂંધાઈ ગયો છે અને આંખ્યો આંસુથી ભરાઈ ગઇ છે. મ્હેં મ્હારા બંને હાથમાં ત્હેમનો જમણો હાથ દબાવી કહ્યું. " એ તો ઠીક કર્યું. ત્હમારી પોતાની વસ્તુ લઇ લીધી, કોઇ દાક્તરના ઉપાયથી હું આંધળી થઈ હોત તો મ્હને કેટલું બધું દુઃખ થાત ત્હેનો વિચાર કરો. બનવાકાળને કોઇ રોકી શકતું નથી. તો પછી મ્હારી આંખ્યોને કોણ બચાવી શકત ? મ્હારી

આંખ્યો ત્હમારે હાથે ગઈ એજ માત્ર મ્હને અન્ધાવસ્થામાં સુખ છે દિલાસો છે, જ્યહારે પૂજાનાં કમળ ખૂટી ગયાં ત્યહારે રામચંદ્રજી પોતાનાં નેત્રકમળ ઉખેડીને દેવતાને ચ્હડાવતા હતા. મ્હેં મ્હારી દૃષ્ટિ મ્હારા દેવતાને ચ્હડાવી દીધી. ત્હમારી નજરમાં કોઇ સારી ચીજ આવે ત્યહારે મ્હને કહેજો. ત્હમારા નેત્રોનો પ્રસાદ જાણી હું ત્હેને પાસે રાખીશ." આટલી બધી વાતો હું કહી શકતી નહોતી. મ્હોં-માંથી આટલી બધી વાત એક સાથે નીકળે પણ કેમ ? ઘણા દિવસ મ્હેં એ વાતો વિચારી રાખી હતી. જ્યહારે કદાપિ ચિત્ત લીન થઇ જતું, ભક્તિનું તેજ ક્ષીણ થઇ જતું, જ્યહારે હું પોતાને દુઃખી અભા-ગિની સમજીને ક્લેશ કરતી, ત્યહારે હું પોતે મ્હારા મનને એજ રીત્યે સમજાવ્યા કરતી. એ શાન્તિ, એજ ભક્તિનો આશ્રય લઇ મ્હારા આત્માને એ દુઃખની અવસ્થામાં પણ ઉંચો કરવાને પ્રયત્ન કરતી. આજ કાંઈક કહીને, કાંઈક ચૂપ રહીને, કોઇ પણ પ્રકારે મ્હેં મ્હારો ભાવ પતિને સમજાવી દીધો.

ત્હેમણે કહ્યું "મૂર્ખતાથી મ્હેં ત્હારૂં જે નુકશાન કર્યું છે તે તો લાવી શકાય એમ નથી. બનશે ત્યહાં સુધી, આંખ્યની ખોટ પૂરી પાડવા, હું ત્હારી પાસે ને પાસેજ રહીશ.'

મ્હેં કહ્યું:—" એ વાત ઠીક નહિ. મ્હારે માટે ત્હમે ત્હમારા ઘરને આંધળાંની ઇસ્પીતાલ બનાવો એવું કાંઇ હું કોઈ દિવસ બનવા દેઉં નહિ. ત્હમારે ફરીથી લગ્ન કરવું પડશે."

ફરીથી લગ્ન કરવું આવશ્યક છે એમ વિસ્તારપૂર્વક કહેતાં મ્હારૂં ગળું રૂંધાવા લાગ્યું. ઉધરસ ખાઇને ગળું સાફ કરીને આગળ બોલવા જતી હતી, એટલામાં મ્હારા પતિ મ્હોટા વેગથી બોલી ઉઠ્યા "હું મૂઢ છું, હું અહંકારી છું, પરન્તુ હું નીચ નથી. મ્હેં મ્હારે હાથે ત્હને આંધળી કરી, અને પછી હુંજ ત્હને છોડી દઇને બીજી વાર

પરણું તો, ઈશ્વિરના સોગન ખાઇને કહું કે, બ્રહ્મહત્યા અને પિતૃહત્યાનું પાપ લાગે. ”

હું એમને શપથવાળી વાત બોલવા ન દેત, પરન્તુ આંસુ કંઠને રોકીને, હૃદયપર થઇને, બન્ને આંખ્યોમાંથી મ્હોટી ધારાઓમાં વ્હેતાં હતાં. એ રોકીને હું બોલી શકી નહિ. પતિની વાત સાંભળી આનં-દથી વિહ્વલ બની, ઉશીકામાં મ્હોં સંતાડી હું રોવા લાગી. હું આં-ધળી છું તોપણ એ મ્હારો ત્યાગ નહિ કરે, દુઃખિયાના દુઃખની માફક તે મ્હને પોતાના હૃદયમાં રાખશે એટલા સૌભાગ્યની મ્હને ઇચ્છા નહોતી પણ, મન સદા પોતાના સ્વાર્થની જ ઇચ્છા રાખે છે.

જ્યહારે અશ્રુની પહેલી ઝડી પૂરા વેગથી વરસી રહી, ત્યહારે ત્હેમનું મુખ મ્હારા હૃદયની પાસે લાવી મ્હેં કહ્યું “ આટલા ભયંકર શપથ શા માટે ? શું હું મારા સુખને માટે ત્હમને ફરીથી લગ્ન કર-વાનું કહું છું ? શોકયની પાસે હું મ્હારૂં કામ કરાવત ? આંખ્યો ન હોવાથી હું પોતે ત્હમારૂં જે કામ ન કરી શકત, તે જ હું એની પાસે કરાવત.”

સ્વામી બોલ્યાઃ—“ કામ તો દાસી પણ કરી લે છે. મ્હારા કામને માટે દાસીની સાથે લગ્ન કરી ત્હેને **દેવી**ની સાથે એકજ આસન ઉપર બેસાડી શકું ? ” એમ કરી મ્હારૂં મ્હોં પકડી લલાટ ઉપર ત્હેમણે એક નિર્મળ ચુમ્બન કર્યું. એ ચુમ્બનથી જાણે મ્હારૂં ત્રીજું નેત્ર ઉઘડયું. એ જ ક્ષણે હું **દેવી**ના આસન ઉપર આરૂઢ થઈ ગઈ. મ્હેં મનમાં વિચાર કર્યો કે આજ ઠીક છે. આંધળી હોવાથી બહારના સંસારની માલિક હું બની શકવાની નથી. હવે હું સંસારની પાર જઈ, **દેવી** બની, મ્હારા સ્વામીનું મંગળ ઇચ્છીશ. આ વાત જુઠી નથી. હું કપટમાં એવું નથી કહેતી. સંસારી સ્ત્રીઓમાં જે હલકાઈ, જે કપટતા છે ત્હેનો મ્હેં તેજ ક્ષણે ત્યાગ કર્યો. એ જ દિવસે, આખો

દહાડો આત્માની ને મ્હારી વચ્ચે તકરાર ચાલી. આટલા ભારે શપથથી બંધાયા પછી પતિ બીજીવાર લગ્ન નહિ કરી શકે એ આનન્દે મ્હારા મનને પતિની સાથે બાંધી દીધું. હું ત્હેમની પાસેથી મનને કદાપિ છોડવી ન શકી.

મ્હારા પ્રેમી પતિ, દાસીઓને રોકીને મ્હારૂં બધું કામ પોતે જ કરવા લાગતા. આથી ન્હાનો ન્હાની બાબતોમાં પણ પતિ ઉપર આધાર રાખવો પડતો. પરન્તુ મ્હારાથી શું થાય એમ હતું ? પતિ હમેશ પાસે છે એ જાણીને મ્હને ઘણું સુખ મળતું. આંખ્યોથી ત્હેમને જોઈ શકતી નહોતી તેથી ત્હેમને પાસે રાખવાની ઈચ્છા દિન પ્રતિદિન વધતી ગઈ. જો એ ઘણા વખત સુધી કામસર બહાર રહેતા તો મ્હને એમ લાગતું કે જાણે હું આકાશમાં લટકી રહી છું, જાણે હું કોઈ ચીજને પકડી જ શકતી નથી, મ્હેં મ્હારો આધાર ખોયો છે. પહેલાં જ્યહારે પતિને કૉલેજમાંથી આવતાં વાર લાગતી, ત્યહારે ખડકીનું બારણું સ્હેજ ઉઘાડી જોયા કરતી. જે જગત્‌માં એ ફરતા, એ જગત્‌ને હું મ્હારા નેત્રો સાથે બાંધી રાખતી હતી. પણ હવે મ્હારૂં દષ્ટિરહિત શરીર એમની શોધ કરવા લાગ્યું. ત્હેમની સૃષ્ટિ સાથે જે પુલદ્વારા જોડાયલી હતી તે પુલ હવે તૂટી ગયો છે. હવે ત્હેની અને મ્હારી વચ્ચે અપાર અન્ધકાર છે. હવે હું નિરૂપાય થઈ વ્યાકુલતાથી જોઉં છું કે પેલી પારથી મ્હારી પાસે એ ક્યહારે આવી પહોંચશે એ જ કારણથી જો એ મ્હને છોડીને ક્ષણભર પણ કાંઈ બહાર જાય છે તો મ્હારૂં આખું આંધળું શરીર પણ ત્હેમને ઉઠીને પકડી લેવાની ઈચ્છા રાખે છે અને હાહાકાર કરીને ત્હેમને બોલાવવા લાગે છે.

પરન્તુ આટલી અભિલાષા સારી હતી. એક તો મૂળથી જ પાતના ઉપર સ્ત્રીનો બોજો ઘણો હોય છે. તેમાં વળી અંધાવસ્થાનો ભારે બોજો પણ ત્હેમના જ ઉપર નાંખવો એ ઘણું જ ખરાબ છે.

મ્હારો આ વિશ્વવ્યાપક અન્ધકાર મ્હારે જ ઉઠાવવો જોઇએ. મ્હેં મનમાં નિશ્ચય કર્યો કે મ્હારી આ અનન્ત અંધતાથી પતિને મ્હારી સાથે બાંધી નહિ રાખું.

થોડાજ સમયમાં મ્હેં શબ્દ, ગન્ધ, સ્પર્શથી જરૂરી કામ શીખી લીધું. એટલે સુધી કે ઘરનું ઘણુંખરૂં કામ પહેલાં કરતાં પણ વધારે નિપુણતાથી હું કરવા લાગી. હવે મ્હને અનુભવ થયો કે દૃષ્ટિ મનુષ્યને જેટલી સહાયતા આપે છે, તેટલી જ ત્હેને દુષ્ટ બનાવે છે. જેટલું જોવું જોઇએ, જેટલું જોવાથી કામ સારૂં થાય છે, ત્હેના કરતાં આંખ્ય વધારે જુએ છે. જ્યહારે નેત્ર બધું કામ કરે છે ત્યહારે કાન આળસુ બની જાય છે. જેટલું સાંભળવું જોઇએ ત્હેના કરતાં એ થોડું સાંભળવા લાગે છે. ચંચળ નેત્રો ન હોવાથી હવે મ્હારી બીજી ઇન્દ્રિઓ પોતાનું કામ સારી રીત્યે કરવા લાગી.

હવે હું મ્હારા પતિને મ્હારૂં કામ કરવા દેતી નહોતી. અને પહેલાની માફક હું પોતે એમનું કામ કરતી હતી.

સ્વામી કહેતા કે:—"તું મ્હને પ્રાયશ્ચિત્ત કરતાં રોકી રહી છું." હું કહેતી કે "ત્હમારે પ્રાયશ્ચિત્ત શું કામ કરવું જોઇએ તે હું સમજતી નથી. હું મ્હારા પાપનો ભાર શું કામ વધારૂં?"

એ ગમે તેમ કહે, પરન્તુ જ્યહારે મ્હેં એમને આ પ્રમાણે રજા આપી દીધી ત્યહારે ત્હેમને આનંદ તો અવશ્ય થયો. આંધળી સ્ત્રીની જન્મ પર્યન્ત સેવા કરવી એ પુરૂષનું કામ નથી.

મ્હારા સ્વામી દાક્તરની પરીક્ષામાં પાસ થઈ ગયા. હવે એ મ્હને પોતાના ગામમાં લાવ્યા. ગામમાં આવતાં મ્હને લાગ્યું કે જાણે હું માના ખોળામાં બેઠી છું. બાલ્યાવસ્થામાંથી જ મ્હને શહેરમાં મોકલવામાં આવી હતી. એ વાતને આજ એટલા બધા દિવસ થઈ ગયા હતા કે જન્મભૂમિ માત્ર મ્હારા હૃદયમાં છાયા જેવી જ હતી. જ્યહારે

આંખ્યો હતી, ત્યહારે બધી ભાવનાઓને દૂર કરીને નગરની શોભા મ્હને ઘેરી લેતી હતી. જ્યહારે આંખ્યો જતી રહી ત્યહારે મ્હેં જાણ્યું કે નગર તો આંખ્યોને ફોસલાવનારી વસ્તુ છે. મનને તૃપ્ત કરવાની શક્તિ એમાં નથી. નેત્રોનો નાશ થતાં જ મ્હને બાલ્યાવસ્થાના ગામનું સ્મરણ, સંતાતા નક્ષત્રની જ્યોતિની માફક, મ્હારા મનમાં ચમકી ઉઠ્યું.

માર્ગશીર્ષ માસના અન્તમાં હમે હમારે ગામ ગયાં. નવો દેશ, ચારે તરફ કેવો લાગતો હતો તે હું જોઇ શકી નહિ. પરન્તુ બાળપણના અનુભવે મ્હારા બધા અંગને ઘેરી લીધું. ઝાકળથી ભીંજાયલા, નવા વાવેતરવાળા, ખેતરનો પ્રાતઃકાળનો વાયુ, ત્હેમાંથી આવતી મીઠી સૌરભ, ખેડૂતોનાં ગીત, એ સર્વેજ માત્ર નહિ પરન્તુ તૂટેલી સડક ઉપર કડડડ કરી ચાલનારી બળદ ગાડીનો અવાજ પણ મ્હને આનંદ આપવા લાગ્યો. મ્હારી બાલ્યાવસ્થામાં જોયેલી વાતો મ્હને પ્રત્યક્ષ થતી હોય એમ ચારે તરફ લાગવા લાગ્યું. સ્હવારથી તે સ્હાંજ સુધી જે ચીજો હું જોયા કરતી હતી તે બધી મ્હને પુનઃ દેખાવા લાગી.

એટલી વાત તો અવશ્ય માનવી પડે છે કે નગરોમાં રહેવાથી મનુષ્યોની બુદ્ધિમાં કેટલાક વિકાર થાય છે. ધર્મ, કર્મ, શ્રદ્ધા, ભક્તિ, કોઈ પણ વસ્તુમાં નિર્મળતા ને સરળતા નથી રહેતી. મ્હને યાદ છે કે આંધળી થયા પછી એક દિવસે મ્હારી પડોશની એક બહેનપણીએ આવી મ્હને કહ્યું હતું કે “ અલી ત્હને ક્રોધ નથી આવતો ? હું તો એવા ધણીનું મ્હોં પણ ન જોઉં. ” મ્હેં ઉત્તર આપ્યો “ બ્હેન ! મ્હોં જોવું તો બંધજ થઈ ગયું છે. એટલા માટે તો આંખ્યો ઉપર ક્રોધ આવે છે. સ્વામી ઉપર ક્રોધ કરવાથી શું થાય ? ’ યોગ્ય સમયે એ દાક્તરને બોલાવવું ભૂલી ગયા એટલા માટે લલિતા મ્હારા પતિના

ઉપર ક્રોધ કરી રહી હતી. અને મ્હને પણ ગુસ્સે કરવા ધારતી હતી. મ્હેં એને સમજાવ્યું કે "સંસારમાં રહેવાથી, ઇચ્છા અથવા અનિચ્છાથી, જાણીજોઇને અથવા ભૂલચૂકથી, સુખ દુઃખ થયાજ કરે છે. પરન્તુ જો મનમાં ભક્તિ કાયમ રહે તો દુઃખમાં પણ શાન્તિ મળી શકે છે. નહિ તો, ક્રોધ, ધમકી, બકબક અને એવી વાતોમાંજ જીંદગી ગાળવી પડે છે. આંધળી થઈ છું એજ મ્હોટું દુઃખ છે તેમાં વળી સ્વામી ઉપર ક્રોધ કરી દુઃખનો બોજો શું કામ વધારૂં ?"

મ્હારા મ્હોંથી એવી વાતો સાંભળી લલિતા રીસાઇને, તિરસ્કારથી માથું હલાવી ચાલી ગઈ. પરન્તુ કહેતી વખત તો હું પણ જે મનમાં આવે તે કહી દઉં. ત્હેની વાતમાં વિષ જરૂર હતું, તે બીલકુલ નિષ્ફળ ન ગયું. લલિતાનો ક્રોધ મ્હારા મનમાં એક બે અંગારા નાંખી ગયો. મ્હેં ત્હેમને પગ તળે કચરી હોલવી નાંખ્યા, તોપણ ત્હેનાં એક બે ચિહ્ન રહીજ ગયાં. એટલાજ માટે હું કહેતી હતી કે શહેરોમાં રહેવું એ ઘણું કઠણ છે. ત્હાં બુદ્ધિ, જોતજોતામાં પલટાઇ જાય છે.

ગામમાં આવીને શિવાલયવાળા બગીચાના મનોહર પુષ્પોની સુગન્ધથી મ્હારી આશા, મ્હારો વિશ્વાસ, ફરી બાલ્યાવસ્થાની માફક નવાં અને ઉજવલ થઇ ગયાં. મ્હારૂં હૃદય, મ્હારો સંસાર દેવતાની પ્રીતિથી પૂર્ણ થઈ ગયો. હું માથું નમાવી કહેવા લાગી, 'હે દેવ! ઠીક થયું કે મ્હારી આંખ્યો જતી રહી. ત્હમે તો મ્હારે માટે જ બન્યા છો. ત્હમે મ્હારે માટે બન્યા છો ?! હા, હું ભૂલી ગઇ, ત્હમે મ્હારા છો એ પણ જૂઠી વાત છે. હું ત્હમારી છું એટલુંજ કહેવાનો મ્હને અધિકાર છે." એક દિવસ મ્હારા દેવતા મ્હારૂં ગળું દાબીને મ્હારી પાસે એજ કહેવરાવવા લાગ્યા. બીજું કોઇ પણ નાહ રહે. અધિકાર નથી. અધિકાર પોતાનાજ ઉપર છે.

કેટલાક દિવસ સારી રીતે વ્યતીત થયા. મ્હારા પતિનો દાક્તરનો ધંધો પણ જામવા લાગ્યો. હાથમાં કાંઇક પૈસા પણ આવ્યા. પરન્તુ ધન સારી વસ્તુ નથી. એથીજ મન બગડી જાય છે. જ્યહારે મન રાજ્ય કરે છે ત્યહારે તે પોતાનાજ સુખ તરફ ધ્યાન રાખે છે. પરન્તુ જ્યહારે ધન સુખ મેળવવાનો યત્ન કરે છે, ત્યહારે મનને માટે બીજું કાંઇ કામ રહેતું નથી. મનનું માનેલું સુખ જ્યહાં રહેતું હતું, ત્યહાં પ્રથમ તો વિલાસની સામગ્રીઓ લાંબા પગ કરીને બેસી જાય છે. સુખને બદલે પછી એ વિલાસ સામગ્રીઓજ મળે છે.

કોઇ ખાસ વાત કે ઘટનાનો હું ઉલ્લેખ કરતી નથી. પરન્તુ આંધળા માણસોને અનુભવ શક્તિ વધારે હોય છે તેથી, અથવા તો કોઇ બીજાજ કારણને લીધે, ધન વધતું જવાની સાથે મ્હારા પતિના સ્વભાવમાં ફેરફાર થતો હતો એ હું સારી રીત્યે સમજવા લાગી. તરૂણ અવસ્થામાં અન્યાય, ધર્મ કે અધર્મ આદિ વિષયોનો સ્વામીને ઘણો વિચાર હતો. તે હવે દિનપ્રતિદિન ઓછો થવા લાગ્યો. પહેલાં એ કોઇ કોઇ દિવસ કહેતા તે મ્હને યાદ છે કે "હું દાક્તરનું કામ કેવલ જીવિકાને માટેજ નથી શીખતો. એથી અનેક ગરીબ દુઃખીઓને ઉપકાર પણ કરી શકીશ." જે દાક્તરો મરવાની અણી ઉપર આવેલા દરિદ્ર દરદીના દ્વાર ઉપર આવી વગર પૈસે નાડી પણ નથી જોતા, એવાઓની વાત કરતી વખત તિરસ્કારથી મ્હારા પતિની વાત બંધ થઇ જતી હતી. હવે હું જાણી ગઇ કે એ દિવસો રહ્યા નથી. પોતાના એકના એક છોકરાની પ્રાણરક્ષાને માટે એક સ્ત્રી ત્હેમને પગે પડી હતી. પરન્તુ ત્હેમણે કાંઇ પરવા ન કરી. આખરે મ્હેં એમને મ્હારા ગળાના સોગન ખવરાવીને ત્હેને ઘેર મોકલ્યા. એ ગયા તો ખરા, પણ ન ગયા જેવા. ખરા દીલથી કામ ન કર્યું. જ્યહારે હમારી પાસે થોડું ધન હતું. ત્યહારે પતિ પોતાની આંખ્યે શું જોતા હતા તે હું જાણું

છું. પરન્તુ હવે તો બેન્કમાં રૂપીઆ બહુ જમે થઇ ગયા છે. એક વખત એક શેઠનો ગુમાસ્તો આવીને બે દિવસ સુધી એકાન્તમાં એમની સાથે કોણ જાણે શીએ વાતચીત કરી ગયો. શું કહી ગયો તે હું જાણુતી નથી પરન્તુ ત્હેના ગયા પછી પતિ મ્હારી પાસે આવ્યા ત્હારે ઘણા હર્ષથી ત્હેમણે અનેક વાતો કહી, ત્હેમણે જણાવ્યું તો નહિ પરન્તુ મ્હારા અન્તઃકરણની સ્પર્શશક્તિથી હું સમજી ગઇ કે આજ એ કલંકને ચાંલ્લો કરી આવ્યા છે.

પતિને આંખ્યોથી જોવાનો મ્હને વિચ્છેદ થયો તે તો કાંઇજ નહિ. પરન્તુ જ્યહારે હું વિચારૂં છું કે જ્યહાં હું છું ત્યહાં એ નથી ત્હારે હૃદય કંપી ઉઠે છે. હું આંધળી છું. સંસારના અજવાળારહિત મ્હારા હૃદયમાં હું મ્હારી પહેલી અવસ્થાનો નવો પ્રેમ અને નવી ભક્તિ લઇનેજ બેઠી છું. પરન્તુ મ્હારા પતિ એક છાયાદાર અને શીતલ પ્રદેશને છોડી ધન કમાવાની પંચાયતમાં સંસારમાં ક્યહાંના ક્યહાં સંતાઇ જાય છે. જહેના ઉપર મ્હારો વિશ્વાસ છે, જહેને હું ધર્મ સમજું છું, જહેને હું સુખ સંપત્તિથી પણ અધિક ગણું છું, ત્હેને એ દૂરથીજ હસી કહાડીને કટાક્ષપાત કરે છે પરન્તુ એ વિચ્છેદ ઠીક નથી. પ્રથમાવસ્થામાં હમે બન્ને એક પથ ઉપર ચાલ્યાં હતાં. પરન્તુ હવે હમારા બન્નેના પથમાં કઇ જગ્યાએ ફેર પડયો છે—ચીલો ફંટાયો છે ત્હેનું મ્હને ભાન પણ નથી. ત્હેમને પણ એની ખબર નથી. આજ અમે પરસ્પર એટલે બધે દૂર જઇ પડયાં છીએ કે બુમો પાડી પોકાર કરવા છતાં પણ મ્હને એમનો પત્તો લાગતો નથી.

કોઇ કોઇ દિવસ હું વિચાર કરૂં છું કે આંધળી હોવાથી ન્હાની વાતોને પણ હું મ્હોટી માની લેઉં છું. જો નેત્ર હોત તો કદાચ સંસારની બધી વાતોને હું પણ બીજા લોકોની માફકજ દેખત.

મ્હારા પતિ મ્હને એક દિવસ એમજ સમજાવી રહ્યા હતા.

એ દિવસે, સ્હવારે એક વૃદ્ધ મુસલમાન ત્હેની છોકરીની દવાને માટે બોલાવવા મ્હારા પતિ પાસે આવ્યો. એ છોકરીને કોલેરાનો રોગ થયો હતો. એ શું કહેતો હતો એ હું છાનીમાની સાંભળતી હતી. ત્હેણે કહ્યું 'દાક્તર સાહેબ! હું બહુ ગરીબ છું. ત્હમે મ્હારૂં કામ કરો. અલ્લાહ ત્હમારા ઉપર ખુશી થશે. ત્હમારૂં ભલું કરશે.'

મ્હારા પતિએ ઉત્તર આપ્યો "અલ્લાહના કરવાથી મ્હારૂં પૂરૂં થાય નહિ, મ્હારૂં કાંઇ રંધાય નહિ. તું શું કરીશ એ કહેને?" એ સાંભળીને જ હું વિચાર કરવા લાગી. 'ઇશ્વિરે મ્હને આંધળી કરી ત્હેની સાથે ને સાથે જ બહેરી પણ શું કામ ન કરી દીધી?' તે મુસલમાન લાંબો દીર્ઘ નિઃશ્વાસ નાંખી 'યા અલ્લાહ' કરી ઉઠી ચાલતો થયો. મ્હેં તરત મ્હારા મેડાના પાછલા બારણેથી ત્હેને બોલાવીને કહ્યું "કાકા, ત્હમારી છોકરીના ઉપાયને માટે હું ત્હમને થોડુંક ખર્ચ આપું છું. મ્હારા પતિનું મંગળ ઇચ્છીને જાઓ. અને આ પૈસામાંથી પડોશના હરિશ્ચન્દ્ર દાક્તરને બોલાવી જાઓ."

એ આખો દિવસ મ્હને અન્ન ન ભાવ્યું. સ્વામી બીજે પહોર ઉંઘમાંથી જાગી ઉઠી પૂછવા લાગ્યા "આજ તું કેમ દીલગીર દેખાય છે?" મ્હારા મ્હોંમાંથી ઉત્તર નીકળવા જતો હતો. 'કંઈ નહિ એ તો;' પરન્તુ છલ કરવાનો સમય હવે રહ્યો નથી. મ્હેં સ્પષ્ટ કહી દીધું કે "ઘણી વખત હું ત્હમને આ વાત કરવા ધારતી હતી, પરન્તુ કહેતાં મ્હારી જીભ ઉપડતી નહોતી. મ્હારા મનની વાત હું ત્હમને સમજાવી શકીશ કે નહિ તે તો હું નથી જાણુતી પરન્તુ ત્હમે એટલું તો જરૂર સમજી શકો છો કે જેવી રીત્યે આપણે બન્નેએ સાથે મળીને જીવનયાત્રા શરૂ કરી હતી તેવો વખત આજ નથી."

સ્વામીએ હસીને કહ્યું "ફેરફાર થવો, પરિવર્તન થવું એ તો જગતનો નિયમ છે." મ્હેં કહ્યું "રૂપીઆ, પૈસા, રૂપ, યૌવન એ

બધામાં તો ફેરફાર થાય છે. પણ શું એવી પણ કોઈ વસ્તુ નથી કે જે સદા એક સરખી જ રહે?" મ્હારા પતિએ કાંઇક ગંભીરતાથી કહ્યું "જો! બીજી સ્ત્રીઓ ખરી વાતને લીધે દુઃખ માને છે. કોઇનો પતિ ધન નથી કમાતો, કોઇનો પતિ ત્હેના ઉપર પ્રેમ નથી રાખતો. પણ તું તો ત્હારૂં દુઃખ આકાશમાંથી ઉતારી લાવે છે." હું તરત સમજી ગઈ કે અન્ધતાએ મ્હારી આંખ્યોમાં એક પ્રકારનું અંજન લગાવીને મ્હને આ પરિવર્તનશીલ સંસારની બહાર ફેંકી દીધી છે. હું બીજી સ્ત્રીઓ જેવી નથી. મ્હારા પતિ મ્હારૂં કહ્યું સમજશે નહિ.

એવામાં મ્હારી એક ફોઇજી ત્હેમના ભત્રીજાને મળવા આવી. હમને બન્નેને જોઇને એ તરત જ બોલી ઉઠી કે "વહુ, ત્હારા નશીબે ત્હેં ત્હારી આંખ્યો ખોઇ છે. હવે એ તો કહે કે મ્હારો ભત્રીજો આંધળી સ્ત્રી સાથે ગૃહસ્થાશ્રમ કેટલો વખત નીભાવશે? ત્હેને તો હવે બીજી વખત પરણાવવો પડશે."

"ફોઇબા એ વાત ઠીક કહી; બધું કામ જલદી કરી નાંખો." એવું જો મ્હારા પતિએ કહ્યું હોત તો તો ફોઇબા રાજી રાજી થઈ જાત, અને બધી વાત ચોખ્ખી થઇ જાત. પરન્તુ નહિ, મ્હારા પતિએ એવું કહ્યું નાહ. એ કાંઇક લજ્જિત થઈને બોલ્યાઃ "હેં! ત્હમે આ શું બોલો છો?!" ફોઇજીએ કહ્યું "કયેમ?! હું કાંઇ ગાંડી વાત તો નથી કહેતી ને? ઠીક, વહુ તું જ કહે." હું હસવા લાગી. મ્હેં કહ્યું:-"ફોઇબા, ત્હમે યોગ્ય માણસનેજ પૂછ્યું છે. જ્હેની ગાંઠ છોડવી હોય ત્હેની જ સમ્મતિ પૂછવી જોઇએ." ફોઇજી બોલી ઉઠયાં. "હા એ તો ઠીક છે, હમણાં એ વાત પડતી મૂકો. આપણે બે જણાં પછીથી એ વાતની સંતલસ કરીશું. પણ વહુ! હું ફરીથી કહું છું, શોક્ય તો આવશે જ. પણ તેમાં તો ત્હારી વડાઇ વધશે."

બે દિવસ પછી મ્હારા પતિએ મ્હારા દેખતાં જ ફોઇજીને પૂ-

છ્યું "ફોઇબા એ બિચારી આંખ્યોથી લાચાર છે. કોઇ માણસ આખો દિવસ ત્હેની પાસે રહી સેવા ચાકરી કરે તો હું નિશ્ચિન્ત થાઉં."

હું નવી નવી આંધળી થઇ એવામાં જો આ વાત કહી હોત તો તે મ્હારા સમજવામાં પણ આવત. પરન્તુ હવે આંખ્યો નહિ હોવાથી ઘરનું કામ શું બગડતું હતું તે હું સમજી નહિ. પરન્તુ મ્હેં કશુંએ ન કહ્યું. એ સમયે હું ચૂપ જ રહી. ફોઇજી કહેવા લાગી. "એની ક્યહાં ખોટ છે? મ્હારા જ ગામમાં અને મ્હારા જ સગામાં એક છોકરી છે. એ જેવી રૂપાળી છે તેવી જ સ્વભાવમાં પણ ગરીબ છે. જાણે લક્ષ્મીની જ મૂર્તિ છે. અત્યાર સુધી કોઈ સારૂં ઘર નહિ મળવાથી એ કુંવારી રહી છે. નહિ તો લગ્ન કરવા લાયક તો ક્યહા-રનીએ થઈ ગઇ છે. અને આપણે ત્યહાં ન્હાની છોકરીનું કામ નહિ. ત્હેને જોઇને તો લોકો ખુશીથી પરણાવશે."

મ્હારા પતિ ચોંકીને બોલી ઉઠયા "પરણવાની વાત કોણ કરે છે?" ફોઇજી કહેવા લાગ્યાં:—"વાહ વાહ, લગ્ન નહિ કરે તો કોઇ સારા ઘરની છોકરી એમને એમ ત્હારે ત્યહાં આવીને ઘર માંડશે."

વાત તો ઠીક કહી. મ્હારા પતિ કે હું એની વિરૂદ્ધ કાંઈ ન કહી શક્યાં.

મ્હારી આંખ્યો બંધ કરી અનન્ત અન્ધકારમાં એકલી ઉભી રહી. આકાશ તરફ મ્હોં કરી હું પોકારવા લાગી "હે ભગવાન! મ્હારા પતિની રક્ષા કરો."

આજ અરસામાં એક દિવસ સ્હવારમાં જ્યહારે હું પૂજા કરવા બ્હાર આવી ત્યહારે ફોઇજીએ મ્હને બોલાવીને કહ્યું:—"વહુ, જે છોકરીની વાત હું એ દિવસે કરતી હતી તે છોકરીનો દાદો એને લઇને ગામ જતો હતો; મ્હેં બહુ જ વિનંતિ કરીને ચાર પાંચ

દિવસ રહેવાનું કબુલ કરાવ્યું છે. ચમ્પા! આ ત્હારી બ્હેન થાય છે. ત્હેને પગે લાગ્ય."

બરાબર એજ વખતે મ્હારા પતિ પણ એ તરફ આવી રહ્યા હતા. અપરિચિત સ્ત્રી–ચમ્પાને જોઇને શરમાઇને આઘા બેસવા જતા હતા. એટલામાં ફોઇજીએ બોલાવી કહ્યું:–"ભાઈ, દૂર ક્યહાં જાય છે? અહિંઆં આવ્ય."

ફોઇજી બોલ્યાં:–" હું ત્હને એ દિવસે એનીજ વાત કરતી હતી. એનું નામ ચમ્પા છે. ત્હેના દાદા એને લઇને પાસેના ગામમાં જતા હતા. મ્હને એમના જવાની ખબર પડવાથી મ્હેં રોકી રાખ્યા છે."

એ ક્યહારે આવી, એ ગામ શા કામે જાય છે, વિગેરે અનેક અનાવશ્યક વાતો પૂછી મ્હારા પતિ આશ્ચર્ય પ્રગટ કરવા લાગ્યા.

હું મનમાં વિચારવા લાગી કે જે કાંઈ થઇ રહ્યું છે તે તો હું સમજુ છું. પરન્તુ એમાં આટલું બધું કપટ કરવાનું શું પ્રયોજન હશે? જે કાંઈ કરવું હોય તે કરી નાંખો. પરન્તુ મ્હારી આગળ આ પંચાત શું કામ! મ્હને છેતરવાને માટે આવું આચરણ કરવાની શી જરૂર?!

ચમ્પાનો હાથ પકડી હું ત્હેને મ્હારા સુવાના ઓરડામાં લઈ ગઈ. ત્હેના મ્હોં પર હાથ ફેરવીને જોયું. મુખ તો સુન્દરજ હશે. વય પણ ચૌદ પંદરથી ઓછું નહિ હોય.

એ એકદમ ધાંટો પાડી મીઠા સ્વરથી બોલી:–" આ શું કરો છો?! મન્ત્ર ભણી મ્હારૂં ભૂત ઉતારો છો કે શું?"

ત્હેનું આ બોલવું મ્હને એટલું સરળ અને નિર્દોષ જણાયું કે તરતજ મ્હારા મનમાંથી કાળા વાદળનો એક પડદો દૂર થઇ ગયો. મ્હારો જમણો હાથ ત્હેના ગળામાં નાંખી મ્હેં કહ્યું:—'બ્હેન, હું તો ત્હને જોઈ રહી છું.' અને એમ કહી ફરીથી હું ત્હેના કોમળ મ્હોં ઉપર મ્હારો હાથ ફેરવવા લાગી.

"જોઇ રહ્યાં છો ?!" એમ કહી તે પુનઃ હસવા લાગી અને બોલી "શું, હું ત્હમારી વાડીની ભાજી બાજી છું કે હાથ ફેરવીને જુઓ છો કે કેટલી વધી ગઇ ?"

હવે મ્હને લાગ્યું કે હું આંધળી છું એ ચમ્પા જાણતી નથી. મ્હેં કહ્યું "બ્હેન, હું આંધળી છું. ત્હને આંખ્યોથી જોઇ શકતી નથી," મ્હારી વાત સાંભળીને ત્હેને ઘણું આશ્ચર્ય થયું. શાન્તિથી કેટલોક વખત સુધી એ કાંઈ વિચારવા લાગી. હું સારી રીત્યે સમજી ગઇ કે એ ત્હેના કુતુહલી અને નવાં મ્હોટાં નેત્રોથી મ્હારી દૃષ્ટિહીન આંખ્યો અને મ્હોંને ઘણા ધ્યાનપૂર્વક નિહાળી રહી છે. થોડાક સમય પછી એ બોલીઃ—"હા, એટલા માટે ત્હમે કાકીને અહિંઆં બોલાવ્યાં છે. ખરૂં ને ?" મ્હેં કહ્યું "મ્હેં ફોઇજીને બોલાવ્યાં નથી એ તો એમની મેળે જ આવ્યાં છે."

ચમ્પા ફરીથી હસવા લાગી અને બોલી "ત્યહારે તો ત્હમારા ઉપર કૃપા કરીને આવી છે. જો એમજ હશે તો એ દયામયી દેવી જલદી જતી રહેશે નહિ. પરન્તુ દાદાજી મ્હને અહિંઆં શું કામ લાવ્યા?"

બરોબર એજ વખતે ફોઇજી ત્યહાં આવી પહોંચ્યાં. અત્યહાર સુધી એ મ્હારા પતિની સાથે વાત કરી રહ્યાં હતાં. એમના ત્યહાં આવતાં વાંતજ ચમ્પા બોલી ઉઠી "કાકી, હું તો હવે ઘેર જઇશ, હું ઘેર કેટલા દિવસમાં જવા પામીશ એ કહો."

ફોઇજી કહેવા લાગ્યાં. "અલી આવે તો વાર થઇ નથી એટલામાં ઘેર જવાની ફીકર પડી છે ! આવી ચંચળ છોકરી મ્હેં કોઈ દહાડો જોઇ નથી."

ચમ્પાઃ—"કાકી મ્હને એમ લાગે છે કે ત્હમે તો અહિંથી ખસશોજ નહિ. ત્હમારૂં તો આ ઘર છે, ચ્હાઓ એટલા દિવસ રહો. પણ હું તો નહિ રહું. પહેલેથી કહી દેઉં છું."

પછી મ્હારો હાથ પકડી ચમ્પાએ કહ્યું—"કયેમ બ્હેન, તું શું કહે છે? હું તો ત્હમારા ઘરની નથી ને?" હું એનો શો ઉત્તર આપું? જ્યારે કાંઇ સુજ ન પડી ત્યારે મ્હેં એને પાસે ખેંચી હૃદય સરસી ચાંપી. હું સમજી ગઇ કે ફોઇજી ગમે તેટલાં પ્રબળ હશે તો-પણ ચમ્પાને સંભાળવાની શક્તિ ત્હેમનામાં નથી. ક્રોધ ન કરતાં એ ચમ્પાને ઉપર ઉપરથી પટાવવા લાગ્યાં. પરન્તુ ત્હેમના પટાંમણાંવેડાને ચમ્પાએ જરાયે ગણકાર્યાં નહિ. ફોઇજીની બધી વાતો સાંભળીને એ ઉંડું હાસ્ય કરવા લાગી; વળી કાંઇ વિચાર કરી ફોઇજી બોલ્યાંઃ—"ઉઠ ચમ્પા, ત્હારે ન્હાવાનું મોડું થઈ જશે. ચાલ્ય, મ્હારી સાથે." ચમ્પાએ મ્હને કહ્યું "બ્હેન, આવો ત્હમે પણ મ્હારી સાથે ચાલો. આપણે બે જણ સાથેજ જઇશું." ફોઇજી લાચાર બની શાન્ત રહ્યાં. એ જાણતાં હતાં કે વધારે ખેંચતાણ કરવાથી જીત તો ચમ્પાનીજ થશે. મ્હારી આગળ હારવાથી નકામું પોતાનું પોકળ ખુલ્લું થઇ જશે.

ચમ્પાએ મ્હને પૂછ્યુંઃ—"ત્હમારે છોકરૂં કયેમ નથી?" મ્હેં જરાક શરમાઇને કહ્યુંઃ—"તે હું શું જાણું? ભગવાન જાણે." ચમ્પા બોલી—"એનું કાંઇ કારણ તો જરૂર હશે." મ્હેં કહ્યું "એ પણ અન્તર્યામી ઇશ્વિરજ જાણે." બાલિકાએ પ્રમાણના રૂપમાં દલીલ કરી કહ્યુંઃ—"જુઓ ને, કાકી આટલી બધી કુટિલતાભરી છે, માટે ત્હેમને છોકરૂં નથી થયું." પાપ પુણ્ય અને સુખ દુઃખ વિગેરેનું તત્વ હું પોતેજ નહોતી જાણતી તો પછી હું એને શું સમજાવું? કેવલ એક દીર્ઘ નિઃશ્વાસ નાંખી મનમાંજ હું બોલી. "તુંજ જાણે." ચમ્પા તરત મ્હને વળગીને કહેવા લાગી "અરે, મ્હારી વાત સાંભળીને ત્હમે નિઃશ્વાસ નાંખો છો? મ્હારી વાત ઉપર કોઇએ ધ્યાન આપે છે?"

મ્હને હવે ખબર પડી કે મ્હારા પતિના ધંધામાં હવે ખલેલ પડવા લાગી છે. દૂરથી કોઈ તેડવા આવે છે તો એ જતાજ નથી.

પાસેનું કોઇ બોલાવવા આવે છે તો ઉતાવળથી કામ કરી જલદી પાછા આવે છે. પહેલાં જ્યહારે કામમાંથી ફુરસદ મળતી ત્યહારે બપોરે ભોજન અને નિદ્રાને માટેજ એ અન્દર આવતા હતા. હવે ફોઇજી પણ એમને ઘડી ઘડી બોલાવવા લાગ્યાં. એ પણ વગર કામે ત્હેમની ખબર કહાડવા આવતા. ફોઇજી જ્યહારે ઘાંટો પાડીને બોલાવતાં કે "ચમ્પા, મ્હારો પાન સોપારીનો વાટવો લાવ્ય તો." ત્યહારેજ હું સમજી જતી કે મ્હારા પતિ પણ ત્હેમની પાસે છે.

પહેલાં એક બે દિવસ તો ચમ્પાએ ત્હેમનું કહ્યું માન્યું. પછી તો ફોઇજી બોલાવી બોલાવીને ઘાંટો બેસાડી નાંખતાં તોપણ ચમ્પા પોતાની જગ્યાથી ઉઠતી નહિ. ફોઇજી બુમ મારતાં 'ચમ્પા ચમ્પા' પણ એ તો બહુ ભયભીત થઇ મ્હારા દેહને વળગી રહેતી. એક પ્રકારની શંકા અને વિષાદે ત્હેને ઘેરી હતી. ત્યહાર પછી ભૂલથી પણ એ કદાપિ મ્હને મ્હારા પતિની વાત નહોતી પૂછતી.

એટલામાં એક દિવસ દિયેરજી મ્હને જોવા આવ્યા. હું જાણતી હતી કે ત્હેમની દૃષ્ટિ બહુ તીક્ષ્ણ છે. કઈ તરફનો પવન વાઈ રહ્યો છે એ વાત ત્હેમનાથી છાની નહોતી રહી શકતી. દિયેરજી ઘણા સૂક્ષ્મ વિચારવાળા હતા. એક તલમાત્ર અન્યાય પણ ત્હેમનાથી સહન થઈ શકતો નહતો. ત્હેમનીજ સ્હામે મ્હારા પતિને અપરાધીની માફક ઉભું રહેવું પડશે એજ મ્હને મ્હોટી બ્હીક હતી. મ્હેં અસાધારણ પ્રફુલ્લતાથી બધી વાતનો ઢાંકપીછોડો કર્યો. ઘણી નવી વાતો બનાવીને, ગપાટા મારીને ત્હેમની આંખ્યમાં ધૂળ નાંખવાનો હું પ્રયત્ન કરવા લાગી. પરન્તુ એ કામ મ્હારે માટે અસમ્ભવિત હતું. તેથી પકડાઈ જવાનો સંદેહ વધારે રહેતો. પરન્તુ સદ્‌ભાગ્યે દિયેરજી વધારે દિવસ રહ્યા નહિ. મ્હારા પતિ એટલી બધી અસ્થિરતા બતાવવા લાગ્યા કે દિયેરજી ત્હેમનો ભાવ સ્પષ્ટ જાણી ગયા. દિયેરજી એ બધું

જોઇને અને સાંભળીને ચાલ્યા ગયા. જતી વખત ત્હેમણે પોતાનો ધ્રુજતો સ્નેહ ભર્યો હાથ મ્હારા શિર ઉપર ઘણા વખત સુધી રાખ્યો. મનમાં ને મનમાં એકાગ્રચિત્ત થઇ કોણ જાણે શોએ આશીર્વાદ દીધો તે તો મ્હને ખબર ન પડી. પરન્તુ ત્હેમના નેત્રોમાંથી આંસુ વહેવા લાગ્યાં હતાં. કારણ કે બે એક ટપકાં મ્હારા શિર ઉપર પણ પડયાં હતાં.

મ્હને યાદ છે કે, એક દિવસ સન્ધ્યાકાળે મેળો થઈ રહ્યા પછી બધા લોકો પોતપોતાને ઘેર પાછા જતા હતા. દૂરથી મેઘને લઇને આંધી આવી તેથી ભીંજાયલી માટીથી સુગન્ધિત વાયુએ આકાશને ભર્યું હતું. મ્હારા સુવાના ઓરડામાં, જ્યહાં સુધી હું એકલી રહેતી ત્હાં સુધી, દીવો સળગાવવામાં નહોતો આવતો, કે રખેને મ્હારાં કપડાં દીવાની જ્યોતને અડકવાથી કોઈ દુર્ઘટના થઈ જાય. હું એ નિર્જન અન્ધારી ઓરડીમાં ભૂમિપર બેસીને, બે હાથ જોડી મ્હારા અનન્ત અન્ધ જગતના જગદીશ્વરને બોલાવતી હતી અને કહેતી હતી કે 'હે પ્રભુ! ત્હારી દયાનો અનુભવ જ્યહારે થતો નથી, ત્હારો અભિપ્રાય જ્યહારે સમજાતો નથી, ત્હારે આ અનાથ વિદીર્ણ હૃદય-રૂપી નાવને બન્ને હાથોથી છાતીમાં દબાવી બેસું છું. પ્રભુ, હવે મ્હારી કેટલી પરીક્ષા કરશો! મ્હારી શક્તિજ કેટલી છે?' એમ કહેતાં કહેતાં આંસુ આવી ગયાં. પલંગને માથું ટેકવી હું રોવા લાગી. આખો દિવસ ઘર સંસારનું કામ કરૂં છું, છાયાની માફક ચમ્પા સાથેને સાથેજ રહે છે. હૃદયની અંદર જે આંસુ ભરાઇ જાય છે ત્હેને વહેવરાવવાનો સમય મળતો નથી. આજ એકાન્ત મળવાથી છાતી ખોલીને મ્હેં ધરાઇને નિરાંતે રોઇ લીધું, એજ વખતે પલંગ જરા હાલ્યો. કોઇ મનુષ્યના પગ હાલતા જણાયા. તરતજ ચમ્પા આવીને મ્હારે ગળે બાઝી પડી. વગર બોલે ચાલે ત્હેના પાલવથી મ્હારાં આંસુ લ્હોવા

લાગી. સન્ધ્યાકાળ પહેલાંજ કાંઇક વિચાર કરીને એ મ્હારા પલંગમાં આવીને સુઈ રહી હતી ત્હેની મ્હને ખબરજ નહોતી. ત્હેણે મ્હને કાંઇ પૂછ્યું નહિ. મ્હેં કાંઇ કહ્યું પણ નહિ. ધીમે ધીમે એ ત્હેનો શીતલ હાથ મ્હારા લલાટ ઉપર ફેરવતી રહી. તેથી કઇ વખતે મેઘગર્જના અને મુસળધાર વર્ષાદની સાથે આંધી આવી તે મ્હને ખબર પડી નહિ. પરન્તુ ઘણાક દિવસો પછી એક કોમળ શાન્તિ આવી મ્હારા બળતા હૃદયને શીતળ કરવા લાગી.

બીજે દિવસે ચમ્પા ફોઇજીને કહેવા લાગી. "કાકી, ત્હમે ઘેર આવતાં હો તો ચાલો. નહિ તો હું તો એક બીજરમાનીયાને સાથે લઇને જઇશ." ફોઇજીએ કહ્યું:—"શી ઉતાવળ પડી છે? કાલ હું પણ ઘેર આવીશ. જો ચમ્પા, ભાઇ ત્હારે માટે એ કેવી સરસ મોતીની વાળી લાવ્યો છે!" ફોઇજીએ વાળી ઘણા ગર્વપૂર્વક ચમ્પાના હાથમાં મૂકી. ચમ્પાએ ઉત્તર વાળ્યો:—કાકી, જુઓ હું કેવું સરસ નિશાન તાકી જાણું છું!" એમ કહી તરતજ બારણામાંથી ઘરની બહાર પાસેના તળાવમાં વાળી ફેંકી દીધી. ફોઇજીના હૃદયમાં ક્રોધ, દુઃખ અને વિસ્મય વ્યાપી રહ્યા. એ મ્હારો હાથ પકડી વારંવાર કહેવા લાગ્યાં "વહુ, ન્હાનપણની વાત મ્હારા ભત્રીજાને સંભારે તો મ્હારા ગળાના સોગંદ." મ્હેં કહ્યું:—"મ્હારે શું કામ કહેવું પડે? હું કદાપિ એ વાત નહિ સંભારૂં."

બીજે દિવસે જતી વખત ચમ્પા મ્હને બાઝી પડી કહેવા લાગી. "બ્હેન, મ્હને ભૂલીશ નહિ." વારંવાર ત્હેના મુખારવિન્દ ઉપર હાથ ફેરવી મ્હેં કહ્યું "બહેન, આંધળાં માણસો કોઈ વાત ભૂલતાં નથી. મ્હને તો કોઇ બીજી વસ્તુનો આધારજ નથી. મનમાં ને મનમાં ચુમાઇને બેશી રહેવાનું છે." એમ કહી મ્હેં ત્હેના લલાટ ઉપર ચુમ્બન કર્યું; ત્હેના કેશો ઉપર મ્હારાં આંસુની ધારા વહેવા લાગી.

ચમ્પાના ગયા પછી મ્હને પૃથ્વી સૂની લાગવા માંડી. ત્હેના આવવાથી મ્હારા પ્રાણમાં જે સુગન્ધ, સૌંદર્ય, કોમળ તરૂણતા અને ઉજ્વલતા ભરાયાં હતાં તે ત્હેની સાથેજ જતાં રહ્યાં. આધારને માટે મ્હેં ચારે તરફ હાથ ફેલાવ્યો, પણ હાય! કાંઇ ન મળ્યું. મ્હારા પતિ આવીને હર્ષ પ્રકટ કરવા લાગ્યા કે "હાશ એ લોકોના જવાથી બહુ સારૂ થયું. હવે કામકાજને માટે ફુરસદ મળશે." ધિક્કાર છે મ્હારા જીવનને! મ્હારે માટે આટલી બધી ચતુરાઈ! હું શું સત્યથી બીહું છું?!! હું શું કોઇ ચોરનો ભય માનું છું?? મ્હારા પતિને શું ખબર નહિ હોય કે જ્યહારે મ્હેં મ્હારાં નેત્રો આપી દીધાં તે વખતેજ મ્હેં સર્વ સુખને તિલાજંલિ આપી દીધી હતી?!

અત્યાર સુધીમાં મ્હારી અને પતિની વચ્ચે મ્હારી અન્ધતાનુંજ અન્તર હતું. આજથી એક બીજું વ્યવધાન થઈ ગયું. મ્હારા પતિ અત્યાર લગી ભૂલથી પણ કોઇ દિવસ મ્હારી આગળ ચમ્પાનું નામ લેત નહોતા. જાણે કે ત્હેમને માટે ચમ્પા સંસારમાંથી સંપૂર્ણ લુપ્ત થઇ ગઇ છે. પરન્તુ પત્રદ્વારાએ ત્હેના સમાચાર હમેશ મેળવતા હતા એ હું બરોબર જાણી ગઇ હતી. મ્હારા પતિનું હૃદય જ્યહારે પ્રફુલ્લ થતું ત્યહારે તરત હું પણ ત્હેનો અનુભવ કરતી. કયે દિવસે એમને સમાચાર મળ્યા છે કે કયે દિવસે નથી મળ્યા એ વાત મ્હારાથી છાની રહી શકતી નહિ. મ્હારા અન્ધકારમય હૃદયમાં જે ઉન્મત્ત, સ્વેચ્છાચારી, સુન્દર, પણ ન્હાનો પ્રકાશિત તારો ઉદય પામ્યો હતો ત્હેની ખબર મેળવવાને, ત્હેની કાયા આલોચવાને માટે મ્હારો પ્રાણ પણ તૃષાતુર રહેતો; પરન્તુ મ્હારા પતિ આગળ હું કદાપિ ચમ્પાનું નામ લઇ શકતી નહિ. હમારી બેની વચ્ચે વાક્ય અને વેદનાથી પરિપૂર્ણ આ મૂકભાવ એટલા રૂપમાં વિરાજવા લાગ્યો કે કેટલાક દિવસો એમજ વીતી ગયા. એક દિવસ દાસી આવીને બોલી:—"બાઇજી.

આજ બહાર શેની તૈયારીઓ થઇ રહી છે? ડાક્તર સાહેબ બહાર જાય છે." શા કામની પેરવીઓ ચાલી રહી છે એ તો મ્હેં પણ જાણી લીધું હતું. મ્હારા ભાગ્યરૂપી આકાશમાં આંધીના પહેલાંની નિસ્તબ્ધતા, અને ત્હેના અન્તમાં પ્રલયનો ભાગ્યોતુટયો મેઘ આવી એકઠો થયો હતો. સંહારકારી શિવ મુંગે મ્હોંએ આંગળીના ઇશારાથી પોતાની સઘળી પ્રલયશક્તિને મ્હારા ઉપર એકઠી કરી રહ્યા હતા. એ બધું મ્હેં જાણી લીધું હતું. તોપણ દાસીને મ્હેં કહ્યું, "મ્હને તો એ વાતની કાંઈ ખબર નથી." બીજો પ્રશ્ન કરવાનું સાહસ નહિ કરતાં ઉંડો નિશ્વાસ નાંખી એ ત્યહાંથી ચાલી ગઇ.

મોડી રાત ગયા પછી મ્હારા સ્વામી પાસે આવી કહેવા લાગ્યા. "ઘણે દૂરની એક જગ્યાથી મ્હને બોલાવ્યો છે. કાલ સ્હવારે હું મુસાફરીએ નીકળીશ. સંભવ છે કે બે ત્રણ દિવસનો વિલંબ પણ થઇ જાય." શય્યામાંથી ઉઠી મ્હેં કહ્યું "જુઠું શું કામ બોલો છો?"

મ્હારા પતિ ધ્રુજતા ધ્રુજતા અસ્પષ્ટ સ્વરે બોલ્યા "મ્હેં શું જુઠું કહ્યું?" હું બોલી, "ત્હમે લગ્ન કરવા જાઓ છો."

એ ચુપ રહ્યા. હું પણ ચુપાચુપ ઉભી રહી. કેટલોક વખત સુધી ઓરડામાં કોઇ પણ પ્રકારનો શબ્દ ન થયો. આખરે મ્હેં પૂછ્યું "કાંઇ તો ઉત્તર ઘો. કહો હું પરણવા જાઉં છું." ત્હેમણે પ્રતિધ્વનિ માફક ઉત્તર આપ્યો "હા, હું પરણવા જાઉં છું." મ્હેં કહ્યું "ના, ત્હમે નહિ જઇ શકો. હું ત્હમને આ મહા આપત્તિમાંથી, આ મહા પાપમાંથી બચાવીશ. જો મ્હારાથી એટલું પણ ન બન્યું તો હું સ્ત્રી શા કામની?!! મ્હેં આટલું શિવપૂજન શું કામ કર્યું છે?!"

વળી થોડા સમય સુધી શૂન્ય શાન્તિ છવાઇ રહી. ભૂમિ ઉપર પડી જઇ મ્હારા પતિના ચરણોને વળગી પડી મ્હેં કહ્યું "મ્હેં ત્હમારો શો અપરાધ કર્યો છે? બીજી સ્ત્રી કરવાનું ત્હમારે શું પ્રયોજન છે? મ્હારા ગળાના સોગંદ ત્હમે સત્ય કહો."

મ્હારા પતિ ધીમે સ્વરે કહેવા લાગ્યા. "હું સત્ય કહું છું. હું ત્હારાથી બહુ ડરૂં છું. ત્હારી અન્ધતાએ ત્હને એક અનન્ત આવરણમાં ઢાંકી રાખી છે. ત્યહાં મ્હારો પ્રવેશ અસમ્ભવિત છે. ધમકાવી શકું, ક્રોધ કરી શકું, આદર કરી શકું, ઘરેણાં અલંકારો ઘડાવી શકું, એવી એક રમણીનું મ્હારે પ્રયોજન છે."

"મ્હારૂં હૃદય ચીરીને જુઓ, હું પણ એવી જ સાધારણ નારી છું. મ્હારે મનથી તો હું નવ વિવાહિતા બાલિકાજ છું. હું વિશ્વાસ કરવા ચાહું છું. અવલંબન કરવાની ઈચ્છા રાખું છું. ત્હમારી પૂજા કરવા ધારૂં છું. ત્હમે મ્હારૂં અપમાન કરી મ્હને દુઃસહ જોઇને મ્હને ત્હમારાથી મ્હોટી ન સમજશો. સર્વ વિષયોમાં મ્હને આપના ચરણની રજ થઇને જ પડી રહેવા દો."

મ્હેં શું કહ્યું હતું ત્હેનું મ્હને સ્મરણ નથી. શું વધતો જતો સમુદ્ર પોતાની ગર્જનાને સંભાળી શકે છે ? મ્હને એટલું કહેલું યાદ છે કે "જો હું સતી છું, જો પતિમાં મ્હારી પ્રીતિ છે, તો ભગવાન જ સાક્ષી છે. વ્હાલા ત્હમારા ધર્મશપથનું ઉલ્લંઘન ત્હમે કોઇ રીત્યે કરી શકવાના નથી. એ મહા પાપની પહેલાં કાંતો હું વિધવા થઇ જઈશ અથવા તો ચમ્પા જ બચવા નહિ પામે." એટલું કહી હું પડી ગઈ. મ્હને મૂર્ચ્છા આવી ગઇ.

જ્યહારે મ્હને ફરીથી ચેતના આવી ગઇ ત્યહારે મળસ્કું થવા આવ્યું હતું. પક્ષીઓએ હજુ બોલવું શરૂ કર્યું નહોતું. પરન્તુ મ્હારા પતિ ચાલ્યા ગયા હતા.

હું ઉઠીને ઘરના મંદિરમાં ગઇ. બારણાં બંધ કરી હું અંદર પૂજા કરવા બેઠી. આખો દિવસ બહાર ન નીકળી. સન્ધ્યાકાળે આંધી આવી તેથી ઘર ધ્રુજવા લાગ્યું. મ્હારા હૃદયમાં પણ આંધી આવી હતી. પરન્તુ હું તો એમજ કહેતી હતી કે હે સદાશિવ ! મ્હારા પતિની આ વખતે રક્ષા કરજે. ત્હેમને આ મહા પાપમાંથી બચાવજે. મ્હારા નશી-

બમાં તો ગમે તેમ થાય પરન્તુ ત્હેમની પાસે પાપ ન કરાવીશ.” રાત વીતી ગઈ. તે પછીના બીજે દિવસે મ્હેં પણ આસન છોડ્યું. આ અનિદ્રા અને અનાહારની સ્થિતિમાં મ્હારામાં બળ ક્યહાંથી આવ્યું તે હું જાણુતી નથી. મૂર્તિની આગળ હું પણ મૂર્તિ બની બેસી રહી.

સન્ધ્યાકાળના સમયે બહારથી બારણાંને કોઇ ધક્કા મારવા લાગ્યું. અને આખરે દ્વારને તોડીને અંદર આવ્યું. હું એ વખતે પુનઃ અચેતન થઇ પડી ગઇ.

જ્યહારે મ્હારી મૂર્ચ્છા બન્ધ થઇ ત્યહારે કોઇએ મ્હને બહેન કહી બોલાવી. મ્હેં જોયું તો ચમ્પા મ્હારા ખોળામાં બેઠી છે. માથું હલાવતાં મ્હને ત્હેનું લગ્નનું નવું વસ્ત્ર અડકી ગયું. હાય! જગદીશ્વર, મ્હારી વિનતિ ત્હેં ન સાંભળી?! મ્હારા સ્વામીનું પતન થઇ જ ગયું?!

ચમ્પાએ માથું નમાવી કહ્યું ‘બહેન, ત્હમારી આશિષ લેવા આવી છું.’

સાંભળતાં જ હું ગભરાઇ ગઇ. એક પળ સ્તબ્ધ રહ્યા પછી જવાબ આપ્યો “બહેન, ત્હને આશીર્વાદ શું કામ ન આપું? ત્હારો શો અપરાધ છે?”

ચમ્પા ત્હેના મધુર સ્વરથી હાસ્ય કરી બોલી “અપરાધ?! ત્હમે લગ્ન કર્યું તેમાં તો કાંઇ અપરાધ નહિ અને મ્હારૂં લગ્ન થતામાં જ અપરાધ થઈ ગયો?”

હું પણ ચમ્પાને બાઝી પડી અને મનમાં ને મનમાં કહેવા લાગી “જગદીશ, ત્હારી ઇચ્છાનો અન્ત ક્યહાં છે?! ઠીક, જે ઘા લાગ્યો છે તે મ્હારા શિર ઉપર જ લાગ્યો છે. હું મ્હારા હૃદયમાં, જ્યહાં મ્હારો ધર્મ અને વિશ્વાસ નિવાસ કરે છે ત્યહાં ઘા નહિ લાગવા દઉં. જેવી હતી તેવી જ હું બની રહીશ.” ચમ્પાએ મ્હારે પગે પડી, પગની રજ ત્હેના માથા ઉપર મૂકી. મ્હેં કહ્યું “ત્હારૂં સૌભાગ્ય ચિરંજીવ રહો. તું જીવન પર્યન્ત સુખ ભોગવતી રહેજે, બહેન.”

એટલામાં કોઇ ત્ય્હાં આવી સ્નેહથી મ્હને બોલાવવા લાગ્યું "ભાભી" શબ્દ સાંભળતાં જ ચમ્પા લાજ કહાડી દૂર જઇ બેઠી. એ અવાજ દીએરજીનો હતો. હું ઉઠીને ત્હેમને પગે પડી.

ચમ્પાને મ્હારે ગળે બઝાડી મ્હેં કહ્યું "ચમ્પા, દીએરજીને જોઇને તું દૂર ક્યેમ જતી રહી? એમની લાજ હોતી હશે કે?"

ત્હેણે મ્હારા કાનમાં કહ્યું "દીએરજી શેના, હવે તો બ્હેન એ ત્હારા બનેવી થયા."

દીએરજી પણ હસવા લાગ્યા, ત્ય્હારે હું બધો મર્મ સમજી ગઇ. અત્યાર સુધી હું જાણતી હતી કે દીએરજીએ તો પ્રતિજ્ઞા લીધી છે કે હું કદાપિ પરણીશ નહિ.

સાસુજી તો મ્હારે હતાં નહિ. તેથી કોઇ સમજાવી પટાવીને દીએરજીને પરણાવી દે એમ હતું નહિ. લોકો કહેતા હતા કે દીએરજી ઇંગ્રેજી રીતભાતના માણસ છે. કોઇની સાથે ત્હેમનો મત મળતો નહિ. પરન્તુ આજ મ્હેં જ એમનું લગ્ન કરાવ્યું. મ્હને બચાવી લેવાને માટે દીએરજીએ પરોપકારાર્થે જન્મ પર્યન્ત બ્રહ્મચારી રહેવાની પ્રતિજ્ઞા તોડી નાંખી. હે જગદીશ્વર! તું ઘણો સમર્થ છે. મ્હારાં બન્ને નેત્રોમાંથી જળપ્રવાહ વહેવા લાગ્યો. ઉપકારનાં અશ્રુનો સ્રોત રોકતાં ઘડીભરને માટે કઠિન થઇ પડ્યું. દીએરજીએ ધીમેથી મ્હારા શિર ઉપર ત્હેમનો સુકોમળ હાથ મૂક્યો. ચમ્પા મ્હને વળગી પડીને હસવા લાગી.

રાતે નિદ્રા ન આવી. ગભરાતી ગભરાતી હું પતિની રાહ જોવા લાગી. લજ્જા અને નિરાશાને એ કેવી રીત્યે સહન કરશે એનો હું વિચાર કરતી હતી.

મોડી રાત્યે ધીમે ધીમે દ્વાર ઉઘડયાં, હું ચોંકી ઉઠી. મ્હારા પતિના પગનો અવાજ સાંભળ્યો. મ્હારૂં કાળજું ઘણા વેગથી ઉઘડવા લાગ્યું.

મ્હારી પાસે આવી મ્હારા હાથ પકડી એ કહેવા લાગ્યા "ભાઇએ આજ મ્હને બચાવ્યો છે. ક્ષણ માત્રના મોહમાં પડી હું

અધોગતિના માર્ગે જતો હતો. જ્યહારે હું અહિંઆંથી નીકળ્યો, ત્યહારે મ્હારા હૃદય ઉપર કેટલો અખત્સાર વધ્યો હતો તે અંતર્યામી ભગવાન જ જાણે છે. પરન્તુ ચમ્પાના ગામ આગળ પહોંચતાં જ મ્હેં સાંભળ્યું કે એક દિવસ પહેલાં જ ચમ્પાનું લગ્ન ભાઇ સાથે થઈ ગયું હતું. મ્હને કેટલી બધી શરમ આવી. પણ સાથે આનંદ પણ કેટલો થયો એ હું વર્ણવી નથી શકતો. હવે મ્હને નિશ્ચય થયો કે ત્હને છોડવાથી મ્હને કદાપિ સુખ મળવાનું નથી. વ્હાલી, હું સદાને માટે હું ત્હારો છું. તું જ મ્હારી દેવી છે."

મ્હેં મન્દ હાસ્ય કરી કહ્યું "**ના, વ્હાલા, મ્હારે ત્હમારી દેવી નથી બનવું.** હું ત્હમારી સાધારણ સ્ત્રી બનીને જ રહીશ. એમાં જ મ્હને સંતોષ અને સુખ છે." પતિએ કહ્યું "મ્હારી એક વિનંતિ ત્હારે પણ માનવી પડશે. દેવતા કહી હવે તું મ્હને વધારે લજ્જીત ન કરીશ."

બીજે દિવસે વાજાં નગારાંથી મ્હોલ્લો ગાજી ઉઠયો. બધા લોકો આનન્દ માનવા લાગ્યા. હમારે ત્યહાં મ્હોલ્લામાં ધામધુમ મચી રહી. પરન્તુ બિચારા મ્હારા પતિની દુર્ગતિ વધી પડી. ચમ્પા પ્રસંગ મળતાં નવી નવી રીત્યે જેઠને છેડતી હતી—મશ્કરી કરતી હતી. પરિહાસ થવાના ભયથી જ્યહાં સુધી એ હમારા ઘરમાં રહી ત્યહાં સુધી ત્હેમને ઘરમાં આવવું પણ કઠિન થઇ પડયું. પરન્તુ બીજા કોઇએ ભૂલથી પણ, એ ક્યહાં ગયા હતા ત્હેનો ઉલ્લેખ ન કર્યો.

દીએરજી હમારી સાથે થોડા દિવસ અપૂર્વ આનંદમાં ગાળી વકીલાત કરવા પત્ની સાથે પરદેશ ગયા. ત્હેમનો સ્વાર્થત્યાગ, અસાધારણ ઉપકાર વૃત્તિ, મ્હારાથી કદી પણ વિસરાય એમ નથી. ભાભીને માટે સ્વભગિનીવત્ લાગણી ધરાવનારા દીએરો સર્વત્ર થશે ત્યહારેજ ભારતવર્ષની સંયુક્ત કુટુમ્બપદ્ધતિ સુખકર થશે.



## (૮) શારદાચરણનું ભોપાળું.

૧

સ્ટીમરમાં બેસીને હું ખુલના (બંગાળા પ્રાંતનું એક શહેર) જતો હતો; સાથે મ્હારી સ્ત્રી હતી. કૅબિન રીઝર્વ (ખાસ ઓરડી જૂદી) કરાવી રાખી હતી. આખો બપોર બન્ને જણાંએ સાથે બેસીને વાતચીતમાં ગાળ્યો. સંધ્યાકાળની થોડી વાર અગાઉ એ ઉંઘી ગઈ. મ્હેં વિચાર કર્યો, કે ફુરસદ છે, તો 'ડેક' (તુતક) ઉપર જઇને સંધ્યાના શીતળ વાયુનું સેવન કરૂં.

એજ વખતે સ્ટીમર (આગબોટ) 'માણિકદાહ' ઘાટ છોડી ચૂકી હતી; કૅબીનની અંદર બેઠે બેઠે એમ લાગતું હતું કે દહાડો આથમી ચૂક્યો છે, પણ બહાર જઇને જોયું તો જણાયું કે સૂર્યાસ્ત થવાને હજુ ઘણી વાર છે એટલે 'ડેક' ઉપર જવાયું નહિ. આળસમાં ને આળસમાં ખાલી આમતેમ આંટા મારવા લાગ્યો. એવામાં કોઈ અજાણ્યા યુવકે મ્હારી પાસે આવી મ્હારે પગે પડીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યા.

દૂર જોવાને માટે કૅબીનમાંથી નીકળતી વખતે મ્હેં ચશ્મા બદલી નાંખ્યા હતા. ચશ્મા ખોલીને યુવકના મ્હોં તરફ હું તાકી રહ્યો. અગાઉ કોઈ દિવસ ત્હેને જોયો હોય એવું સાંભર્યું નહિ.

એ આદમીની ઉમર ૨૫ વર્ષની હશે. શરીર એકવડું હતું, આંખો બેઠેલી હતી, માથાના વાળ મ્હોટા હતા, કપડા ઉપરથી એ સાધારણ સ્થિતિનો માણસ હોય એમ જણાઈ આવતું હતું.

ભવાં સંકોચીને મ્હેં ત્હેને પૂછ્યું–" ત્હમે કોણ છો ? "

'સાહેબ, મ્હારૂં નામ શ્રી શારદાચરણ ચટ્ટોપાધ્યાય. મ્હારૂં વતન 'કુમારખલિ'માં છે.'

'મ્હને ક્યહાંથી ઓળખ્યો ?'

યુવકે વિનયપૂર્વક જરાક હસીને કહ્યું 'મહાશયને બંગાળી પ્રજામાં કોણ નથી ઓળખતું ? આપના જેવા સ્વદેશહિતૈષી વક્તા–'

મ્હેં ત્હેને બોલતાં અટકાવીને કહ્યું, 'ત્હમારે શું જોઇએ છે ?'

'હું શું માગું છું તે ધીમે ધીમે નિવેદન કરીશ. એ લાંબી કહાણી છે. મ્હારા ઉપર કૃપા કરીને સાંભળશો તો કૃતાર્થ થઇશિ.' એમ કહીને એ ડેકના પાટીઆ ઉપર તાકી તાકીને જોવા લાગ્યો.

મ્હારા સમજવામાં ન આવ્યું કે આ વાત શી છે. વિચાર્યું કે એને કાંઇ નાણાં સંબંધી મદદ જોઇતી હશે. એટલા માટે એના સ્હામું જોઇને ધીમે સ્વરે કહ્યું–'ત્યારે કહો, હું સાંભળુ છું.'

'મહાશય ! એકાંત સ્થળની જરૂર છે. જરા આ તરફ આવશો ?'

'ચાલો' કહીને આગળ થયો. એ મ્હારી પછાડી પછાડી ચાલ્યો આવ્યો. હું સ્ટીમરનો કઠેરો ઝાલીને ઉભો રહ્યો. એ મ્હારી પડખે ઉભો રહીને મ્હારા મ્હોં તરફ કેટલીક વાર સુધી જોતો રહ્યો.

ત્હેનો હાવભાવ જોતાં એમ લાગતું હતું કે એ પહેલાં સારી દશામાં હશે, અને હવે નબળી સ્થિતિમાં આવી પડ્યો છે. તેથી માગવાની વાત કહાડતાં એની જીભ ઉપડતી નથી.

'આપને મ્હેં શા માટે પ્રણામ કર્યા તે સમજ્યા.'

'ના શા માટે, કહો જોઇએ.'

'આપ મ્હારા પિતા છો.'

આ સાંભળીને હું ખડખડ હસી પડ્યો અને પૂછ્યું 'કેવી રીત્યે ?'

મ્હારા હસવાથી એણે જરાક સંકોચાઇને કહ્યું 'આપ મ્હારા પિતા છો કે નહિ તે તો બરાબર કહી શકતો નથી. પણ આપની સ્ત્રી મ્હારી માતા છે, એમ કહીને આકાશ તરફ જોઇ હાથ જોડીને એણે પ્રણામ કર્યા.

હું સમજ્યો કે આ કોઈ ભેજાંનો ખસેલો આદમી છે. પહેલાં જે અણવિશ્વાસ ઉત્પન્ન થયો હતો તે જતો રહ્યો અને દયા ઉપજી.

'આપને વિશ્વાસ નથી આવતો ? આપ એમ સમજો છો કે આ કોઈ ગાંડો છે ? એ મ્હારી માતા છે એ વાત ખરી, પણ આ જન્મની નહિ. અસલી વાત આપને કહેવી પડશે. આજ પાંચ વર્ષથી હું ક્ષયરોગથી ઘણો પીડાઉં છું. ઘણીએ જાતના ઇલાજ કર્યાં પણ કાંઇ વળ્યું નહિ. મેટ્રોપોલિટન ઇન્સ્ટીટ્યુટ (કૉલેજ) માં બી. એ. કલાસમાં ભણતો હતો, તે બંધ કરવું પડ્યું. જુઓને મ્હારો ચહેરો ! હાડકાં ને ચામડુંજ રહ્યું છે ! હવે વધારે જીવવાનું નથી. સાતેક દિવસ ઉપર ગામની બહાર માતાજીના મન્દિરમાં જઇને આખી રાત રોતો રોતો પડી રહ્યો,–' માતાજી, માતાજી' કહીને ઘણુંએ રોયો. કેટલીએ પ્રાર્થના કરી. આખરે જરા રાત બાકી રહી એટલે ઘેર પાછો ગયો, અને સુઈ ગયો. ઉંઘમાં સ્વપ્ન જોયું કે માતાજી મ્હારા માથા આગળ આ-વીને ઉભાં છે, અને આપનું નામ દઇને કહે છે કે એમની સ્ત્રી, ગયા જન્મમાં ત્હારી મા હતી. ત્હેં એક દિવસ દારૂ પીને એને ગાળો દીધી હતી. ત્હેના પાપેજ તું આ ભયંકર રોગ ભોગવે છે. એની પાસે જા, અને તેનું ચરણામૃત પી. સાજો થઇ જઈશ." આટલું કહીને માતાજી અંતર્ધ્યાન થઇ ગયાં.

આટલી વાત કહીને એ ચૂપ રહી ગયો.

મ્હેં પૂછ્યું 'આપ ક્યહાં જાઓ છો ?'

બે હાથ જોડીને તે બોલ્યો,–"આ બધું વૃત્તાંત સાંભળી ચૂક્યા પછી આ અધમને 'આપ' કહીને શા માટે સંબોધન કરો છો ? 'ત્હમે' કહો અથવા 'તું'જ કહો." એમ કહી નીચો વળી હેણે મ્હારા બંને બુટને અડકીને પોતાના લલાટને સ્પર્શ કર્યો.

'ત્હમે હમણાં ક્યહાં જાઓ છો ?'

હું દોલતપુર જાઉં છું. ત્હાં મ્હારૂં મોસાળ છે. ત્યહાંથી આપની શોધમાં કલકત્તા જાત.'

"હું કલકત્તા જાઉં છું એ સમાચાર આપને કોણે કહ્યા?"

"વળી 'આપને' બોલ્યા કે?"

'ત્હમને કોણે કહ્યું?'

"કોઇએ કહ્યું નથી. હું શું જાણતો નથી કે કલકત્તામાં આ-ણની સાલ કોંગ્રેસની બેઠક છે? હું શું નથી જાણતો કે બૅરિસ્ટર શ્રેષ્ઠ શ્રીયુત્ અતુલ બેનરજીની ગેરહાજરીમાં સ્વદેશભક્તિનું કોઈ પણ કામ થતું નથી. દેશની અંદર એવું કોણ છે જે......"

"એ ઠીક થયું. એથી આપનો-ત્હમારો ઘણો શ્રમ બચી ગયો."

ઘણા આગ્રહથી શારદાચરણે જાણવા માગ્યું કે 'મ્હારી માતા હમણાં આપની સાથે છે કે?'

'છે. આજેજ ચરણામૃત જોઇએ છે?'

'આજે મળતું હોય તો કાલની વાટ શા માટે જોઉં?'

'તો અહિં ઉભા રહો' એમ કહી હું કૅબીન તરફ ચાલ્યો.

કૅબીન છોડે મ્હને અડધો કલાક કરતાં વધારે વખત થઇ ગયો હતો. અંદર જઇને જોઉં છું તો મ્હારી સ્ત્રીની ઉંઘ ઉડી ગઈ છે. મ્હને જોતાંજ તે આળસ મરડીને ઉભી થઇ, અને પૂછ્યું 'આટલી વાર લગી ક્યહાં હતા?' મ્હેં ત્હેની શય્યાની પાસે જઇને ત્હેના સુંદર કેશમાં આંગળી ઘાલીને ખુજવાળતાં ખુજવાળતાં કહ્યું, 'એક મ્હોટી રમુજ થઈ છે.'

'શું છે?'

'ત્હારો છોકરો આવ્યો.' બોલતાં વારજ હું પસ્તાવામાં પડી ગયો. હમારે બે વર્ષનું એક સંતાન હતું, એ આ વાતથી બે વર્ષ અગાઉ ગુજરી ગયું હતું. મ્હેં એક અસાવધાનતા કરીને મ્હારી

સ્ત્રીના મનમાં કેવા મ્હોટા શોકનું સ્મરણ તાજું કર્યું ?'

તે એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને બેઠી થઈ. મ્હારા મ્હોં તરફ જોઇને પૂછ્યું, " શું કહો છો ?"

મ્હેં ત્હેને મ્હારી પડખે ખેંચીને કહ્યું, 'સ્ટીમરમાં એક સંન્યાસીનાં દર્શન થયાં. ત્હેમણે મ્હારો હાથ જોઇને કહ્યું કે 'આપણે ત્હાં' થોડા વખતમાં છોકરો આવશે.' એ વખતે ઉતાવળમાં મ્હને બીજી તો કાંઈ હાજર જવાબી સુઝી નહિ. પણ એથી કાંઈ વળ્યું નહિ. ત્હેની બન્ને આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. મ્હેં ત્હેને છાતી સરસી દાબી મ્હારી પોતાની આંખો પણ લુછી. કેવી રીતે ચિન્તાનો સ્ત્રોત બીજી દિશામાં વાળવો ત્હેના વિચારમાં પડ્યો.

જાળીમાંથી જોયું તો સૂર્યાસ્તકાળ આવી પહોંચ્યો છે. મ્હેં કહ્યું 'ચાલ્ય અગાશીમાં જઇને સૂર્યાસ્ત જોઇએ. પદ્માના વૃક્ષઃસ્થળ ઉપર સૂર્યને અસ્ત પામતો ત્હેં કદાપિ નહિ જોયો હોય.

એ ઉઠી પાસેની ઓરડીમાં જઈ હાથ મ્હોં ધોઇ, માથું ઓળી, વસ્ત્રાભૂષણ સજીને જવાને માટે તૈયાર થઇ.

બન્ને જણાં ડેક ઉપર જઈ ફરવા લાગ્યાં. સૂર્ય અસ્ત પામ્યો. સંધ્યા થઇ. આગબોટ ' હૂ-હૂ ' કરતી જળમાં પોતાનો રસ્તો કાપતી હતી. ધીમે ધીમે ' નાગર કાન્દી ' સ્ટેશનનો ઘાટ પાસે જણાયો. હવે અગાશી ઉપરથી નીચે ઉતર્યાં.

સીડીની પાસે શારદા ઉભો હતો. મ્હને જોઇને ત્હેણે પ્રશ્ન પૂછ્યો ' આ મ્હારી મા ? ' ઉત્તરની રાહ ન જોતાં એણે નીચે પડીને મ્હારી સ્ત્રીને પ્રણામ કર્યા.

આ આશ્ચર્યકારક બનાવ જોઇને મ્હારી સ્ત્રી તો એક તરફ જઇને ઉભી રહી અને મ્હારા મ્હોં તરફ જોવા લાગી. મ્હેં કહ્યું, એક વાત છે,–' કૅબીનમાં જઇને કહીશ. ' શારદાચરણની તરફ મનમાં કંટાળો

ઉપજ્યો. ક્યહાંથી આ આફત વળગી? ત્હેને કહ્યું કે ઉભા રહો,' ત્હમે શા માટે આટલા બધા ગભરાઓ છો?' મ્હારી સ્ત્રીએ પૂછયું.

શારદા જલ્દી ત્હાંથી હઠી ગયો અને કહ્યું 'હું આ ઇનિજીનની પાસે ઉભો રહીશ.'

સ્ત્રીને લઇને હું કૅબીનમાં ગયો અને ત્હેને સઘળી વાત કહી. એ સાંભળીને ત્હેણે કહ્યું, 'હું મ્હારા પગ ધોયાનું પાણી કોઇને કદિ પણ પીવાને માટે આપીશ નહિ.'

મ્હેં કહ્યું 'એમાં અડચણ શી છે?'

'શું ત્હમે એ ગંજેરીની વાત ઉપર ભરોસો રાખો છો?'

'વિશ્વાસ તો નથી રાખતો. પણ એના મનમાં જો એવી ખાત્રી હોય તો એથી એને લાભ થશે તો!—એમ ઘણાકના પ્રસંગમાં બનેલું સાંભળ્યું છે'

'સાંભળ્યું છે? ગયા જન્મનાં માબાપને સ્વપ્નમાં જોઇને, ડાક્ટ-'રને ભીખ મંગાવીને, તેમનું પાદોદક પીવા કોઈ જાય છે?

'નહિ, એમ નહિ, કોઈ પણ ઇલાજ ઉપર દૃઢ વિશ્વાસ હોવાથી રોગીને ઘણીવાર ફાયદો થાય છે.'

આ વાત સાંભળીને મ્હારી સ્ત્રી ચૂપ રહી. કેટલીક વાર પછી બોલી, 'તો ફક્ત ચોખ્ખું પાણીજ આપી દોને. વિશ્વાસ હોવાથીજ કામ થતું હોય તો કહી દેજો કે એ ચરણામૃત છે.'

'એવું છળ કપટ કરવાની જરૂર શી? એમ કહી ન્હાના પ્યાલામ થોડું જળ રેડયું.'

મ્હારી સ્ત્રીએ હસ્તે હસ્તે મોજાં કહાડયાં અને કહ્યું 'વાહરે વાહ! એણે ત્હમને કોણ જાણે કેવાએ ભોળાભટ જાણ્યા! ત્હમને આટલા ભોળા જોઇને વિલાયતમાં કોઈ મડમ ત્હમારી સાથે પરણી કેમ ન ગઇ, એજ મ્હને તો નવાઇ લાગે છે?'

મ્હેં હસીને કહ્યું, ‘ તો પછી ત્હારા નસીબમાં આટલું દુઃખ ભોગવવાનું કય્હાંથી રહેત ? આટલા દિવસમાં તું તો થઈ હોત કોઈ ડિસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટની ધણીઆણી ! ’

મ્હારી સ્ત્રી મશ્કરી કરવામાં ઘણી હોશીયાર હતી. પણ એની કોઈ મશ્કરી કરતું તો ઝટ ચ્હીડાઈ જતી. મજાક એ સાંખી નહોતી શકતી. એ બોલી ઉઠી,–‘ જાઓ જાઓ, જાણ્યું બહુ ડાહ્યા છો તે.’ મ્હેં એનો કાંઈ પણ ઉત્તર ન આપતાં ત્હેનો કોમળ પદ પલ્લવ પકડયો. એકદમ મ્હારા હાથમાંથી પગને છટકાવીને ગુસ્સા સાથે એ બોલી ‘ પગને શા માટે અડકો છો ? ’ મ્હારા ઉત્તરની રાહ ન જોતાં મ્હારા હાથમાંથી પ્યાલો લઇ લઇને એમાં પોતાના પગનો અંગુઠો બોળીને, પાસેના મેજ ઉપર મુકીને મ્હને કહ્યું, ‘ નોકરને કહો કે પ્યાલો ઉઠાવી જાય.’

મ્હેં ઉભા થઇને કહ્યું, એમાં નોકર આદમી શું સમજે ? હુંજ જઇને આપી આવીશ. એમ કહી મ્હેં પ્યાલો ઉઠાવી લીધો. એ કહેવા લાગી ‘ આ શું કરો છો ? કહું છું તે શા માટે નથી સાંભળતા ? ’ મ્હેં જરા ગંભીર થઇને કહ્યું–‘ જો, સ્ત્રીઓને ભણતાં ગણતાં શીખવવું એ બળતામાં ઘી હોમવા સરખું છે. તું આટલું ભણી ગણી તોએ ત્હારો આ પ્રેજુડીસ હજુ ગયો નહિ. આટલું કહીને હું બહાર નીકળી ગયો.

૨

કોન્ગ્રેસ થઇ ચૂકી. હું ઢાકા પાછો ફર્યો. એક દિવસે સાંઝની વખતે દરવાન હાથમાં સ્લેટ લઇને મ્હારી આગળ ઉપસ્થિત થયો. મળવા આવનાર લોકોમાંથી જેમની પાસે વિઝિટિંગ કાર્ડ ન હોય ત્હેમને માટે મ્હેં દરવાનને એક સ્લેટ આપી મૂકી હતી. સ્લેટ ઉપર અંગ્રેજીમાં લખ્યું હતું, ‘ શારદાચરણ ચેટરજી.’

એ મહિનાની જુની વાત એકદમ સાંભરી આવી નહિ. જાણ્યું કે કોઇ નવો અસીલ આવ્યો હશે.

ત્હેને બોલાવી મંગાવ્યો. ચ્હેરો જોતાં વારજ શારદાચરણને હું અવશ્ય ઓળખી શક્યો. આવતાં વારજ ત્હેણે ભૂમિ ઉપર પડીને મ્હને પ્રણામ કર્યા.

'કેમ? કહો હવે કેમ છે? કાંઈ ફાયદો બાયદો જણાયો કે?'

શારદાએ પહેલાં તો મ્હારી વાતનો કાંઇ પણ જવાબ ન આપ્યો. છાતીએ હાથ મૂકીને કેટલીકવાર સુધી ત્હેણે રોયા કર્યું. આખરે બોલ્યો કે, કેટલાક દિવસ સારી રીત્યે ગયા–ખાં ખાં–હમણાં પાંચ સાત દિવસ–ખાં ખાં ખાં–ઉધરસથી હવે એ વધારે બોલી શક્યો નહિ. ખાંસતે ખાંસતે એ પાસેની ખુરસીમાં બેસી ગયો.

ત્હેની ખાંસી રોકાઇ ત્યારે મ્હેં કહ્યું. 'ચરણામૃતથી તો કાંઈ નહિ વળે. દવા પીઓ.'

'પાસે પાઇ પણ ક્યહાં છે?' એમ બોલી એ ફરીથી ખાંસવા લાગ્યો.

સાડા સાત વાગ્યા મ્હારે ઘેર એ દિવસે એક ડિનર પાર્ટી હતી. લોકોનું આવવું હમણાં શરૂ થશે. એવે સમયે આ બલા ક્યહાંથી આવી? ત્હેને જલદી વિદાય કરી દેવોના અભિપ્રાયથી ગજવામાંથી પાંચ રૂપિયા બહાર કહાડયા, અને શારદાચરણના હાથમાં મૂકીને કહ્યું જાઓ, આ લઇને કોઇ સારા ડાક્ટરની સલાહ લઇને દવા ખાજો. પાદોદક પીધે તે કોઈ દિવસ રોગ મટયો જાણ્યો છે?'

એટલામાં મિસ્ટર બોસની ગાડી આવી પહોંચી. મ્હેં શારદા-ચરણને ઝટપટ કહી દીધું કે, 'આજ હું ઘણા કામમાં છું જાઓ.'

રૂપિયાને ગજવામાં મૂકીને શારદા ગયો.

બીજે દિવસે જ્યહારે મ્હારી ઉંઘ ઉડી ત્યહારે દહાડો ઘણો ચ્હડી ગયો હતો. પથારીમાંથી ઉઠીને, બ્હારીમાંથી મ્હોં કહાડીને બગીચા તરફ જોઉં છું તો કાળો ખેસ ઓઢીને કોઈ ફરી રહ્યું છે.

મ્હારી તરફ તેની પીઠ હતી, એટલે એ વખતે એને હું ઓળખી શક્યો નહિ, પણ સ્હામો આવ્યો ત્ય્હારે જોયું કે શારદાચરણ છે. મ્હારો પીત્તો ખસી ગયો. વ્હાણું વાતાંજ આવી પહોંચ્યો ! હમણાં દરવાન સ્લેટ લઇને આવતો હશે.

ન્હાના ટેબલ ઉપર સ્હવારનાં પેપરો ભેગું ત્હેનું કાર્ડ હાજર હતું. મ્હારી સ્ત્રી ત્ય્હાર સુધી ઉઠી નહોતી. શારદાએ આવીને ભક્તિ-પૂર્વક મ્હને પ્રણામ કર્યા પછી કહ્યું, "કાલ આખી રાત ઉંઘ આવી નહિ. મ્હારી તરફ આપનો આટલો બધો નિઃસ્વાર્થ સ્નેહ જોઇને હું તો દીંગજ થઇ ગયો છું. હું કોણ છું, કોણ નહિ,–તે પૂછ્યા વગર મ્હારી દવા માટે પાંચ પાંચ રૂપિયા! 'એ રૂપિયા પાછા લ્યો, સાહેબ," એમ કહી રૂપિયા ટેબલપર મૂકી દીધા.

શારદાચરણનું આચરણ જોઇને મ્હને ત્હેના ઉપર શ્રદ્ધા ઉપજી. મ્હેં કહ્યુ 'ના ના, એ રૂપિયા હવે પાછા લેવાનો નથી. ત્હમારા દર્દની ચિકિત્સા માટે આપ્યા છે.'

શારદાચરણે કેટલીએ વાર ખાંસતાં ખાંસતાં કહ્યું 'જુઓ સાહેબ, દૈવી શક્તિમાંજ મ્હને ઘણો વિશ્વાસ છે. ડાકટર કે વૈદ્યો ઉપર મ્હને ભરોંસો નથી. એ દશામાં નકામું ખર્ચ કરવાથી શું વળશે ?'

મ્હેં કાંઈ વિચાર કરીને કહ્યું, હા, 'જો બીલકુલ વિશ્વાસ ન હોય તો કાંઇ પણ ફાયદો નહિ થાય.'

ત્હેણે કહ્યું 'મ્હારો અંતઃકરણનો વિશ્વાસ છે, દૃઢ વિશ્વાસ છે કે, જો માતુશ્રી (મ્હારી સ્ત્રીને ઉદ્દેશીને એણે બે હાથ જોડીને પ્રણામ કર્યા )નું પાદોદક દહાડામાં બે વખત પીઉં, અને બેવાર એમને પ્રણામ કરૂં તો તેથી મ્હારો રોગ સમૂળગો મટી જશે. નહિ તો આ ઉથ-લામાંથી હું બચવાનો નથી.' એની આંખોમાંથી ખળખળ આંસુ વહેવા લાગ્યાં.

થોડીક વાર હું વિચારમાં પડયો. બે વાર પાદોદક આપવા અને પ્રણામ સ્વીકારવાનું મ્હારી સ્ત્રી મંજુર કરશે? આ વખતે એ આદમી વધારે ખાંસવા લાગ્યો. ત્હેનું સુકાઈ ગએલું ફીકું મ્હોં જોઇને મ્હારા મનમાં ઘણી દયા ઉપજી. વિચાર્યું કે ગમે તેમ કરીને એની પાસે મંજુર કરાવવું ઉચિત છે. હુંજ એને મનાવીશ. લોકો કેટલીએ મહેનત અને કેટલે ખર્ચે પરોપકાર કરે છે. આ સાધારણ ઉપાયથી જો એનો ઉપકાર થતો હોય, એનો પ્રાણ બચતો હોય તો એ ઉપાય કરવો જોઇએ.

શારદાચરણને કહ્યું, 'ત્હમે નીચે જઇને મ્હારા ગુમાસ્તાઓના ઓરડામાં બેસો. હું ત્હમને થોડીવાર પછી બોલાવી મંગાવીશ.'

હું સ્ત્રીને મળવા ગયો. ખબર પડી કે એ ન્હાવાની ઓરડીમાં છે. અડધા કલાક પછી એનાં દર્શ થયાં.

'વરંડામાં ( ઓશરીમાં ) એક ખુરશી ઉપર બેસી એ વાળ હોળતી હતી. મ્હેં કહ્યું શારદા આવ્યો છે.

'પેલોજ! સ્ટીમરવાળો શારદા? મ્હારી પાસે આવ્યો છે?'

અહા!! મ્હારી સ્ત્રીની સ્મરણશક્તિ કેવી તીવ્ર! હું તો સ્લેટ ઉપર શારદાનું નામ વાંચીને પહેલાં તો એને ઓળખી પણ શક્યો નહોતો.

'હવે એની ખાંસી વધી પડી છે.' મ્હેં કહ્યું.

'પણ હવે હું એને ચરણામૃત નહિ પાઈ શકું, એક વાર આપીનેજ સિદ્ધાન્ત વિરૂદ્ધ આચરણ કર્યું છે. હું કાંઈ પીર કે પેગમ્બર નથી કે મ્હારૂં પાદોદક પીધે રોગ મટી જાય.'

મ્હેં હસીને કહ્યું 'ત્હારી માફક બધાં કાંઇ ઉંચી કેળવણી પામેલાં અને સુધરેલાં નથી હોતાં, અને જો ત્હેને વિશ્વાસ હોય તો એથી ફાયદો થાય છે એમ કહે છે.'

મ્હેં જોયું કે હવે એને મનાવતાં વાર લાગશે. એ તો ચોખ્ખું

છે કે એણે એમજ ધાર્યું હશે કે ગઈ વખતની માફક એક પ્યાલા ચરણામૃતથી પતી જશે. પણ જ્યારે સાંભળશે કે એમ નથી પણ આ તો કેટલાક દિવસ સુધી લાગલાગટ દિવસમાં બે વાર અમૂલ્ય ઔષધ આપવાનું છે, ત્ય્હારે જરૂર એ ધીરજ ખોઇને એકદમ ધસીને ના પાડશે.

છતાં મ્હેં તો કહીજ દીધું. પણ જેટલા વિરોધની બ્હીક રાખી હતી તેટલો વિરોધ થયો નહિ. આશ્ચર્ય પામીને ત્હેણે પૂછ્યું,–ડાક્ટરો, વૈદ્યો, હકીમો, કોઇના પણ ઓસડ ઉપર વિશ્વાસ નથી? બે વખત મ્હારૂં પાદોદકજ પીશે? એથી શું એ સાજોતાજો થઈ જશે?

'એ તો એમજ કહે છે. કહે છે કે એમ નહિ કરો તો હું બચીશ નહિ. મ્હારી આ પ્રાર્થના પૂર્ણ કરો.'

મ્હારી સ્ત્રીએ મૌન રાખીને સંમતિ જણાવી. થોડી વાર પછી હું નીચે ઉતર્યો.

શારદાચરણને આ સંવાદનું શુભ પરિણામ જણાવતાં એ આનંદથી ગાંડોઘેલો થઇ ગયો. મ્હેં ત્હેને પૂછ્યું 'ત્હારૂં ઘર ક્ય્હાં છે?'

'મ્હારૂં અહિં કોઇ નથી.'

'જમો છો ક્ય્હાં?'

'આપે આટલી બધી મહેરબાની કરી છે, તો જરા અધિક અનુગ્રહ કરીને મ્હને અહિં સૂઇ રહેવાની પણ રજા આપો' એમ કહી એ ચૂપ રહ્યો.

મ્હેં કહ્યું 'મ્હારા ગુમાસ્તાઓએ પોતાના રહેવા માટે એક ઘર રાખ્યું છે. ફાવે તો ત્હમે ત્ય્હાં રહી શકશો.'

ખાંસી રોકીને ત્હેણે કહ્યું 'આપ રજા આપો તો એક વાર માતુશ્રીનાં દર્શન કરૂં.'

હું ત્હેને મ્હારી સ્ત્રીની આગળ લઇ ગયો. ત્હેણે પ્રણામ કર્યાં. મ્હારી સ્ત્રી ત્હેની તરફ કરૂણામય દૃષ્ટિથી જોવા લાગી.

ટેબલ ઉપર ગ્લાસમાં પાણી પડયું હતું, એમાંથી થોડું પાણી હાથમાં લઇને જમીન ઉપર બેસીને ચરણામૃત પીધું, અને બાકી જે હાથમાં રહ્યું તે માથે અને આંખે ચોપડયું.

આજ પ્રમાણે બે ત્રણ દિવસ વીતી ગયા, પણ રોગ જરા પણ ઓછો થયો નહિ. એક દિવસ શારદાચરણે મ્હને કહ્યું, 'માતાજી ખરા મનથી ચરણામૃત નથી આપતાં. આ વખતે સાજો કેમ નથી થતો?' આમ કહેતાં કહેતાં એની આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં.

એ દિવસે એ વાત મ્હેં મ્હારી સ્ત્રીને કહી. ત્હેણે કહ્યું 'ઓસડ-વેંસડ કરવું નહિ, ફક્ત પગ ધોએલું પાણી પીવું, એથી કોઇ સાજું થતું સાંભળ્યું છે? આ એક વિચિત્ર જીદ્દ છે.'

મ્હેં કહ્યું, 'ઇચ્છાશક્તિથી ઘણાં કામ થાય છે. પાદોદક આપતી વખતે તું ઘણાજ આગ્રહપૂર્વક મનમાં વિચાર કરજે કે, આ જળથી એનો રોગ મટી જશે.'

મ્હારી સ્ત્રીએ હસીને કહ્યું, 'દહાડે દહાડે તમે પણ નવા વેશ કહાડતા લાગો છો. વિલાયતી મોરનાં પીછાં ત્હમારા શરીર ઉપરથી હવે ઉતરતાં હોય એમ લાગે છે.'

મ્હેં બનાવટી અભિમાન સાથે કહ્યું 'ત્હારે ત્હેં મને એક જાતનો વેશધારી બનાવ્યો. જો હું એટલો કાળો હતો તો મ્હને પરણી શા માટે? માજીસ્ટ્રેટ સાહેબ—'

મ્હારી સ્ત્રી આ વખતે વધારે ચ્હીડાઇ નહિ, પણ ટકોર સાથે બોલી, 'હા હા, ત્હમારા જેવા કાળા બધાએ હોત તો દુનિયામાં અજવાળું થઈ જાત.'

વાત ખોટી પણ નહોતી. હું એક સુંદર પુરૂષ છું, એ વિલા-યતની રમણીઓએ પણ એકે અવાજે સ્વીકાર્યું છે. પરન્તુ મ્હારી સ્ત્રી તો મ્હારા હૃદયના ગુણને ઉદ્દેશીને બોલી હતી.

## ૩.

દિનપરદિન શારદાચરણની શારીરિક અવસ્થામાં સુધારો જણાવા માંડયો. ત્હેની ખાંસી લગભગ નાબુદ થઈ ગઈ. મુખની ફીકાશ મટી જઈને લોહી આવવા માંડયું. આંખના ખાડા પૂરાઈ ગયા, અને માંસ આવવા લાગ્યું. આ બધું જોઇને હું આલ્હાદિત થયો. મ્હારી સ્ત્રી પણ એના ઉપર ઘણી પ્રસન્ન થઈ. હવે એ ઘણી વાર શારદાને બોલાવીને કામકાજ સોંપવા લાગી, નોકર ચાકરોના ઉપર વિશ્વાસ રાખીને જે ચીજ–વસ્તુ ન મંગાવાય એવી હોય, તે ખરીદવા શારદાને મોકલતી.

વૈશાખ વદ ૧૨ ને દિવસે એક મિત્રને ત્યાં વિવાહમાં અમને આમંત્રણ હતું. ત્યાં આગળ મોડી રાત સુધી રહેવું પડે એમ હતું. કારણ કે વિવાહ થઈ રહ્યા પછી નાટકનો ખેલ હતો. નોકર ચાકરોને કહી રાખ્યું હતું કે ઘેર પાછાં આવતાં રાતના બે વાગશે. શારદાચરણને મ્હેં કેટલાક દિવસથી મ્હારાં કાયદાનાં પુસ્તકોની લાઇબ્રેરી ગોઠવવાનું કામ સોંપ્યું હતું, તેથી જતી વખતે એને કહ્યું, ‘ આજ લાઇબ્રેરીવાળા હોલમાં સૂઈ રહેજો. જરા ખબરદાર રહેજો.’

એણે કહ્યું ‘ મ્હને કહેવાની શી જરૂર છે ? જ્યહાં સુધી આપ પાછા નહિ આવો ત્યહાં સુધી હું અહિં જાગતો રહીશ. ’

અને તે ખરેખર જાગતો રહ્યો. ત્હેની પાછળથી ખાત્રી થઈ!

હમે પાછાં આવ્યાં ત્યારે રાતના ત્રણ વાગ્યા હતા. મ્હારી સ્ત્રી કપડાં બદલવા પાસેના ઓરડામાં ગઈ. શયનગૃહનાં દ્વાર ઉઘાડતાં મ્હેં જે દેખાવ જોયો, તેથી મ્હારાં ચક્ષુ સ્થિર થઈ ગયાં.

મ્હોટી તીજોરીની પાસે શારદા બેઠો છે. આસપાસ કેટલાંક ચાંદીનાં વાસણો પડયાં છે. વાસણનું કબાટ ખુલ્લું છે! મ્હને જોતાંવારજ શારદાચરણ–‘ બા બા, બા બા ’ કહીને ખૂબ રોવા લાગ્યો.

ત્હેની પાસે જઇને જોયું તો એ કેદ પકડાયો હતો. તે તીજોરીમાં એક ખાસ કળ લગાડેલી હતી, ત્હેનો એક ઇતિહાસ છે. વિલાયતમાં જ્હારે હું અભ્યાસ કરવા રહેતો હતો ત્યારે હરાજીમાંથી ઘણું મ્હોટું મૂલ્ય આપીને મ્હેં એ તીજોરી ખરીદી હતી. કોઈ એ'કે દેવાળું કહાડયું હતું ત્હેની એ તીજોરી હતી. એની કળમાં એક તાળુ હતું, પણ ત્હેને ચાવી નહોતી. કળમાં ફરતી કેટલીક ધાતુની ચીપો હતી. એ ચીપોને એક સીધી લીટીમાં લાવીને અમુક અંગ્રેજી નામ ગોઠવવું પડતું. ત્યાર પછી તાળું ઉઘડી જતું. પણ ઉઘડતાં પ્હેલાં એ કળમાં ખોસેલી એક ટાંકણી ખસેડી લેવી જરૂરની હતી. એમ કર્યા વગર ઉઘાડવાનો પ્રયત્ન કરનાર કળ ઉઘડતાંની સાથેજ કેદી થઈ જતો. બે તરફથી લોઢાની બે કમાનો જોરથી છુટીને ત્હેના હાથને સજ્જડ પકડી લેતી. મ્હારી સ્ત્રીની બેદરકારીથી શારદાચરણે કોઈ દિવસ તાળું ઉઘાડવાનું નામ જોઈ લીધું હતું પણ એની અંદર જે બીજી કારીગરી હતી ત્હેની એને ખબર નહોતી.

દુનિયામાં કોઈના ઉપર પણ વિશ્વાસ કરવામાં સુખ નથી. શારદાચરણ દેખીતો ઘણો ભલો માણસ લાગતો હતો. જે લોકો કહે છે કે માણસનું મ્હોં જોઇને સ્વભાવ પારખી શકાય છે તે લોકો તદ્દન મૂર્ખ છે. બૅરીસ્ટરનો ધંધો કરતાં કરતાં એ સિદ્ધાંત ઉપરથી મ્હારી શ્રદ્ધા ઉઠી ગઈ હતી. શારદાચરણના આચરણે મ્હારા એ મતને મજબુત કર્યો.

ત્હેની પાસે જઇને લાલચોળ આંખો કરીને કહ્યું, 'બહુ સારૂં કામ કર્યું! સપુત છોકરાને છાજતું કામ કર્યું!!'

ગુસ્સાથી મ્હારૂં બધું અંગ બળી જતું હતું. શારદાચરણે ગણગણતે સ્વરે કહ્યું-'બા-બા, મ્હારો વાંક નથી.'

ઇચ્છા તો થઇ કે એના મ્હોં ઉપર તમાચો ચ્હોડી દઉં. પણ મનને દબાવી દીધું.

એટલામાં મ્હારી સ્ત્રીએ પ્રવેશ કર્યો. શારદાચરણને એવી દશામાં જોઇને એ તો આભીજ બની ગઈ અને કાંપતે કાંપતે મ્હારા સ્હામું જોઇને પૂછવા લાગી, ‘ આ શો તમાશો છે વળી ? ’

મ્હારી સ્ત્રીને જોઇને શારદાચરણે બમણા વેગથી રોવું શરૂ કર્યું. મ્હેં ગુસ્સે થઈને કહ્યું ‘ ચૂપ રહે, સુઅર ! મારી મારીને હાડકાં સીધાં કરી નાંખીશ. ’

મ્હારી સ્ત્રીએ કહ્યું ‘ ચાલો પેલા ઓરડામાં. ’ એમ કહી એ મ્હારો હાથ પકડીને મ્હને ત્યાંથી ખેંચી ગઇ.

એક પલંગ ઉપર બેસી જઇને પૂછ્યું ‘ હવે શું થશે ? ’

‘ વળી બીજું શું થાય ? પોલીસમાં સોંપવામાં આવશે. ’

થોડી વાર ચૂપ રહ્યા પછી ત્હેણે કહ્યું, ‘ પોલીસમાં સોંપવાની કાંઈ જરૂર નથી. છોડી દો. લોભને વશ થઇને એણે આ કામ કર્યું છે. પહેલો અપરાધ માફ કરવો વ્યાજબી છે. એ જો પશ્ચાત્તાપ કરીને પોતાની ટેવ સુધારવા માગતો હોય તો એને એક પ્રસંગ આપવો જોઇએ. પોલીસને સોંપ્યાથી એનું જીવન ધૂળધાણી થઈ જશે. ’

શારદાચરણ જો ચોરી કરીને પલાયન કરી ગયો હોત તો તો એને ક્ષમા કરવું અસંભવિત થઇ પડત, એ વાત ખરી. પણ હવે એ પોતાના મનોરથમાં નિષ્ફળ નીવડયો એટલે એના ઉપર થોડીક દયા આવી. પણ આમ કરવાથી શું જનસમાજ પ્રતિના કર્તવ્યમાં ખામી નથી આવતી ? મ્હારી સ્ત્રીને મેં એ વાત સૂચવી.

ત્હેણે કહ્યું, ‘ ના. પોલીસને સોંપવાથીજ સામાજીક કર્તવ્યમાં ખામી પડે છે. વ્યક્તિના કર્તવ્ય ઉપરજ સામાજીક કર્તવ્યનો આધાર રહે છે. એક જીવનને હમેશાંને માટે નાશ કરી દેશો નહિ. ’

શારદાચરણને છોડી દીધો. કલકત્તામાં કયારે કોન્ગ્રેસ થઈ હતી ? ૧૮૯૬ માં. ત્રણ વર્ષ બાદ શારદાચરણ તરફથી એક પત્ર મળ્યો. એ

હમણાં ‘ જાલાલપુર ’ મ્યુનીસીપેલીટીમાં વેરો ઉઘરાવનાર દરોગો થયો છે. ત્હેના મામાએ ત્હેને માટે પાંચસો રૂપિયાની જામીનગીરી આપીને આ જગ્યા અપાવી છે. થોડા દિવસ ત્હેને દુઃખ વેઠવું પડયું હતું; અને ભીખ માગીને ગુજરાન ચલાવવું પડયું હતું. ત્હેના ઉપરના મ્હારા ‘ નિસ્વાર્થ સ્નેહ ’ સંબંધી કૃતજ્ઞતાના ઘણા શબ્દો લખ્યા હતા, લખ્યું હતું કે મ્હારી ખાંસી ઘણી વધી પડી છે, આ વખતે મને એમ લાગતું નથી કે હું બચીશ. ત્યાં થોડા દિવસ આવી જવાની ઇચ્છા થાય છે, પણ એ સૂચના કરવાની હિંમત ચાલતી નથી. એ પત્રની છેવટની લીટીઓ આ હતી.

‘ જો આપની પાસે આવી શકત, જો આ વખતે જનનીનું પાદોદક પાન કરી શકત, તો આરોગ્ય મેળવી શકત. પણ કયું મ્હોં લઇને હવે એ વિનંતી કરી શકું ? મ્હારૂં જો મૃત્યુ થાય તો, એ શાન્તિનેજ હું લાયક છું. ’

મ્હારી સ્ત્રી એ પત્ર જોઇને બોલી, ‘ મ્હારી એક વાત માનશો ? ’

‘ શી વાત ? ’

‘ એને અહિં આવવા માટે લખો. ’

ચાકરી કરે છે ત્યહાંથી અહિં આવીને શું કરશે ?

‘ રજા લઇને આવે. ’

‘ કેમ ચરણામૃત પાવું છે ? એમજ છે તો એક શીશી લઇને એમાં ચારેક ઔંસ પાદોદક ભરીને પાર્સલ મોકલી આપીએ. ’

‘ ના ના, એને જોવાની મ્હને ઘણી ઇચ્છા છે. ત્હમે જાણો છો કે એ પોતાની જીંદગીને માટે મ્હને આભારી છે ? જે કોઇ મ્હારો આભારી હોય છે ત્હેના ઉપર મ્હારી ઘણી મમતા બંધાય છે. એજ મ્હારી એક નબળાઈ છે. ’

મ્હેં ગંભીર ચ્હેરે કહ્યું, 'મ્હને પણ ધન્ય છે કે મ્હને એવી સ્ત્રી મળી છે કે જેનું ચરણામૃત પીને લોકો જીવન મેળવે છે.'

અહા, પાછી મશ્કરી કરવા માંડી કેમ? મ્હેં એવું ક્ય્હારે કહ્યું કે 'મ્હારૂં ચરણામૃત પીને એણે જીંદગી બચાવી છે?' જીવન એટલે ત્હેના નૈતિક જીવનને ઉદ્દેશીને મેં કહ્યું હતું. ત્હમે ત્હેને એ દિવસે પોલીસમાં સોંપ્યો હોત તો એનું સત્યાનાશ વળી જાતને?!

મ્હેં કહ્યું 'નૈતિક જીવન ઉપરાંત ત્હેને ભૌતિક જીવન પણ ત્હેંજ આપ્યું છે—તું પાદોદક ન આપત તો આટલા દિવસ એ જીવી શકત નહિ.'

મ્હારી સ્ત્રી આ વાત સાંભળી હસવા લાગી. હસવાનો અર્થ બરોબર ન સમજ્યાથી હું મૂઢ જેવો ત્હેના ચ્હેરા તરફ જોઈ રહ્યો. હાસ્ય બંધ થયા પછી મ્હેં પૂછ્યું, 'આટલું બધું હસે છે શા માટે?'

'ત્હમે પણ એમ માનો છો કે, શારદાચરણ મ્હારૂં ચરણામૃત પીને સાજો થયો હતો?'

ત્ય્હારે શું? ત્હને પ્રણામ કરવાથી?'

'ના રે ના, એમ પણ નહિ. એમાં એક છૂપો ભેદ છે.'

અત્યંત ઉત્સુક થઇને મ્હેં પૂછ્યું, એ શું? 'એ શું કહે છે?'

'પહેલા બે ત્રણ દિવસ જ્ય્હારે જોયું કે ત્હેની ખાંસી ઓછી થતી નથી ત્ય્હારે જળને પગનો સ્પર્શ કરવાને બદલે બે વખત એક હોમિયોપેથિક દવાનાં થોડાંક ટીપાં નાંખવા માંડયાં. એક પ્યાલામાં ઔષધ તૈયાર કરી રાખીને ટેબલ ઉપર કાગળ ઢાંકીને મૂકી રાખતી. શારદાચરણ આવતો ત્યારે કહેતી કેઃ—

'એ રહ્યું લઈ જાઓ.'

'સ્ત્રીની બુદ્ધિ જોઇને હું તો દિંગજ થઈ ગયો.'

શારદાચરણને આવવા માટે લખ્યું; એણે જવાબ આપ્યો કે ‘ આ કાળું મ્હોઢું ફરીથી આપને બતાવવાની ઇચ્છા નથી ’ લાચાર થઇને બે એક હોમિયોપેથિક દવાઓ ખરીદ કરીને ત્હેને મોકલી આપી.

એક અઠવાડીયા પછી પાર્સલ પાછું આવ્યું. જે સ્હવારે પાર્સલ પાછું આવ્યું, તેજ સ્હાંજે એક પોલીસ અમલદારે આવીને મ્હારી મુલાકાત લીધી. એ સાહેબ મ્હારો પહેલાંનો પરિચિત હતો. શારદા-ચરણને લખેલો મ્હારો પત્ર બહાર કહાડીને એણે પૂછ્યું ‘ આ શખ્સનો કંઈ પત્તો બતાવી શકશો ? ’

મામલો શો છે તે સંબંધી જીજ્ઞાસા કરતાં જણાયું કે શારદા-ચરણ મ્યુનિસીપાલેટીના બાર હજાર રૂપિયા ઉચાપત કરીને પલાયન કરી ગયો છે ! મ્હારી સ્ત્રી આ વાત સાંભળીને અત્યન્ત વિસ્મિત થઈ.

---

# (૯) સરસ્વતી.

---

‘ ત્હારા બાપના સંબંધમાં આ બધું શું કહેવાય છે ? લોકો કહે છે કે ત્હેણે દેવાળું કહાડયું, શું એ વાત ખરી ?!?’ સરસ્વતીના પતિએ એક દિવસ તેને પૂછ્યું.

સરસ્વતીએ અચકાતાં અચકાતાં જવાબ દીધો ‘ હું...હું તો કાંઇ જાણતી નથી. ’

ત્હેણે કહ્યું:—‘ ત્હારૂં પલ્લું ક્યાં છે ? ત્હને ઘણી સારી માલ-મતા આપવાનું ત્હેણે કહ્યું હતું એ બધું ક્યાં ગયું ? બોલ હવે મને પૈસા કેવી રીતે મળશે ? ’

સરસ્વતીને થોડાક દિવસથી પતિના સ્વભાવમાં ફેર થતો જણાતો હતો. પરન્તુ આજના જેવી ઢબથી બોલતાં ત્હેણે ત્હેને કદાપિ જોયો

નહોતો. આજ તે પતિના સન્મુખ સાનંદાશ્ચર્ય જોવા લાગી. તે વિચારવા લાગી કે હવે મ્હારે શું કરવું ? પતિને માટે આટલો ઉચ્ચ ભાવ છતાં મ્હારે ત્હેમના તરફથી નિરાશ જ થવાનું રહ્યું ? શું એ પૈસાના જ સગા છે ?

ત્હેના પતિએ પોતાનું ઉદ્ધતાઈ ભરેલું બોલવું ચાલુ રાખ્યું હતું. " હું ત્હને કહી દઉં છું. ગમે તેમ કરીને પણ મ્હને પૈસા તો મળવા જ જોઇએ. એ પૈસા ઉપર તો મ્હેં મ્હોટી મ્હોટી આશાઓ બાંધી છે. પૈસા લાવી આપ્યા વગર ત્હારો છુટકો નથી."

'પણ વ્હાલા હું એ કેવી રીતે લાવી આપું ?

'ત્યારે, ત્હારા બાપે મ્હારી આગળ એવું જુઠું શું કામ કહ્યું? ત્હને તો પ્હેલેથી ખબર હોવી જ જોઇએ. તું પણ હવે જુઠી ઠરી છું.'

'મ્હને તો એ બાબતની જરાયે ખબર નહોતી.'

'ખબર નહોતી !! ત્યારે તો ત્હારા જેવું આંખોનું ફૂટેલું બીજું કોઈ ન હોવું જોઇએ.'

સરસ્વતી આશ્ચર્યચકિત થઈ ઊભી રહી. ત્હેને અત્યાર સુધી કોઈ દિવસ ત્હેના ઉપર અણવિશ્વાસ આવ્યો નહોતો. ગુસ્સે થઇ એ બ્હારી પાસે જતો રહ્યો. થોડીક વાર પછી બ્હીતે બ્હીતે સરસ્વતી ત્હેની પાસે ગઈ અને પતિના ખભા ઉપર હાથ મૂકી ઊભી રહી. ત્હેની આંખમાંથી બોરબોર જેવડાં આંસુ પડતાં હતાં. પરન્તુ પતિને જરાએ દયા ન આવી. ત્હેણે કહ્યું, " જો ! આમ જો ! મૂરખ જેવી રડતી ના. હું કહું છું તે સાંભળ. ગમે તેમ કરીને પણ મ્હને પૈસા મળવા જોઇએ. મ્હારો એજ અન્તનો ઉદ્દેશ છે. જો તું મ્હને નહિ લાવી આપે અને તે પણ ઘણી જલદીથી તો હુ બીજી વાર લગ્ન કરીશ. અને પહેરામણીમાં પુષ્કળ પૈસા લઇશ." આટલું કહી મ્હોં ફેરવીને ચાલ્યો ગયો. ઘણા સમય સુધી સરસ્વતી તેની તે જ જગ્યાએ ઊભી

રહી. ત્હેના શોકનો પાર રહ્યો નહિ. ત્હેની છાતી ઉપર મ્હોટો પત્થર આવી પડ્યો હોય એમ લાગ્યું. ત્હેની વિચારમાળા ફરીથી જાગૃત થઈ:–' હા આખરે એમ જ છે. તેમને પૈસાની જ ગરજ હતી. મ્હારે માટે ત્હેમણે કોઇ દિવસ દરકાર રાખી નથી. ના ના પણ કદાચ, ત્હેના ચિત્તમાં આશાના કાંઇક અંકુરો સ્ફુર્યા. ' પૈસાની ત્હેમને ઘણીજ જલદીથી જરૂર હશે. અને તેટલા માટે જ ત્હેમણે મ્હારા તરફ આવો ઉચ્છૃંખલ વર્તાવ શરૂ કર્યો હશે. મ્હારા બાપે પૈસા આપવાનું કહી ત્હેમને છેતર્યા એ તો ખરેખર ખોટું જ કર્યું છે. પણ હવે શું કરૂં ? હું બાપાજીને લખું ? ના પણ એમ તો હું કોઈ દિવસ કરવાની જ નહિ. મારૂં હલકું દેખાય,' સરસ્વતીએ સગર્વ માથું ઉંચું કર્યું. ' મ્હારા પતિ વસ્તુતઃ મ્હારા ઉપર પ્રેમ રાખતા જ હોય તો ત્હેમણે મ્હને આ વખતે પણ વળગી રહેવું જોઇએ. અને ગમે તેમ કરીને હમે બન્ને આ મુશ્કેલીમાંથી, આફતમાંથી પાર ઉતરીશું. પૈસાની ખાતર ત્હેમને બીજી વાર પરણવું હોય તો ભલે પરણે. મ્હારૂં હૃદય વિદીર્ણ થઇ જશે. હું ભગ્નાશ થઇશ. પણ સુખે દુઃખે તે સહન કરીશ. ગમે તેમ પણ હું એ સંબંધમાં વધારે બબડવાની તો નથીજ. જે થવાનું હશે તે થશે. પ્રભુનો જ આધાર છે.'

કેટલાક દિવસો એમ ને એમ વીતી ગયા. પતિ પત્નીનો સંબંધ ઓછો થતો ગયો, પરન્તુ પેલા પૈસાની વાત ફરીથી એટલા દિવસોમાં કોઇ વખત નીકળી નહિ. ત્યાર પછી ઘણે દિવસે એક વખત ત્હેનો પતિ સરસ્વતી આગળ આવી કહેવા લાગ્યો:–' પેલા પૈસાની વાત મ્હેં તને કહી હતી એ બધી ખરી છે. ત્હારા બાપના પૈસા હવે મ્હને કદાપિ મળવાના નથી. પણ હું ત્હને એક વધારે પ્રસંગ ત્હારૂં નશીબ અજમાવવાને આપું છું. મ્હને હમણાં જ ખબર મળી છે કે મ્હારા બાપ ઘણા માંદા છે. મ્હારા ત્રણ ભાઇઓ ત્હેમની પાસે જાય છે માટે હું

પણ જાઉં છું. તું જાણે છે કે હું સૌથી ન્હાનો છોકરો છું તોપણ ત્હેમનો માનીતો નથી. પરન્તુ તું ત્હારા ચિત્તાકર્ષક સ્વભાવથી તે બુઢ્ઢાને સમજાવે અને તે મ્હને તેનો વારસ બનાવી જાય તો તો પછી બેડો પાર નહિ તો, તું મ્હારો ઠરાવ જાણે છેસ્તો."

પતિએ ત્હેનું પોત પ્રકાશ્યું. સરસ્વતી સ્વાત્માભિમાની હતી. પરન્તુ ત્હેનું હૃદય પ્રેમાર્દ્ર હતું. એક પળને માટે તો ત્હેનું અભિમાન જતું રહ્યું. તે પતિને પગે પડી કહેવા લાગી "વ્હાલા મહેરબાન, મ્હારા ઉપર દયા લાવો. મ્હારા હૃદયના ચૂરેચૂરા ન કરી નાંખો. ત્હમે કહેતા હતા કે હું ત્હને અગાધ પ્રેમથી ચાહું છું. એ શું વ્હાલા ખોટું જ હતું?"

ત્હેનો ચ્હેરો સુંદર હતો, મુખાકૃતિ ગોળ હતી. ત્હેની આંખોમાં ઊંડી કોમળતા ઝળકતી હતી. પરન્તુ ત્હેનું મન નબળું હતું. સરસ્વતીને જમીન ઉપરથી ઉઠાડી ત્હેણે કહ્યું:–'પણ પૈસા તો મ્હને મળવા જ જોઇએ. ગરીબાઇ નિર્ધનતા હવે મ્હારાથી સહન નથી થતી.'

ઘણા પ્રયત્ને સરસ્વતી ઉઠીને ઊભી થવા સમર્થ થઇ. ત્હેણે શાંતિથી કહ્યું:—'ઠીક વારુ ત્યારે વ્હાલા,' બસ અહિંયાં હવે એ તકરારનો અન્ત આવ્યો. સરસ્વતીને પીયેરમાં ઘણું દુઃખ હતું, આજથી ત્રણ વર્ષ ઉપર ત્હેનો પતિ ત્હેને ત્યાંથી લઇ આવ્યો હતો. ત્હેનાં સગાંવ્હાલાંની ગાળો ખાઇને, ક્રોધપાત્ર થઇને પોતાનું રક્ષણ દૃઢતાથી કરવા માટે તે ત્હેને પૂજતી હતી. એટલા માટે એ બે જણાં દુનિયામાં એક બીજાનું સર્વસ્વ હતાં. પરન્તુ છેલ્લા એકાદ વર્ષથી ત્હેને પતિના સ્વભાવમાં ફેર પડતો જણાતો હતો. ઘર ઉપરથી ત્હેનું મન દિનપ્રતિદિન ઉઠતું જ હતું. ત્હેના શબ્દો દિવસે દિવસે વધારે કઠોર અને બેદરકાર થતા જતા હતા, ત્હેની પરાકાષ્ઠા અહિંયાં આવી હતી.

બીજે દિવસે તેઓ એક બે બળદ જોડેલા મ્હોટા ગાડામાં બેશી નીકળ્યાં. બળદોને બાંધેલી ઘૅંટડીઓના અવાજ સાંભળતાં સાંભળતાં

ત્હેમણે રગશીયું ગાડું ચલાવ્યું. રાત દિવસ મુસાફરી કર્યા પછી બીજે દિવસે તેઓ સરસ્વતીના સાસરાને ઘેર આવી પહોંચ્યાં. તે વૃદ્ધ પુરૂષ ખરેખર બહુ માંદો હતો. પરન્તુ ત્હેમના આવ્યા પછી ત્હેનો વળતો દહાડો આવ્યો અને થોડાક વખતમાં સાજો તાજો થઈ ગયો. ત્હેના ચાર છોકરાઓ અત્યંત કાળજીથી ત્હેની ચાકરી કરવામાં રોકાયા હતા, પરન્તુ ત્હેમનો પિતા ત્હેમના ઉદ્દેશો જાણતો હતો, અને તેથી સખ્તાઇથી ત્હેમના કામ ઉપર નજર રાખતો હતો. ત્હેના સાજા થયા પછી સરસ્વતી કોઈ પણ દિવસ સસરાજી પાસે જતી નહોતી. તોપણ ડોસા તે બાલિકા તરફ આકર્ષાયા હતા. તે માંદો હતો ત્યારે એક બે વખત તે ત્હેમની પાસે ગઇ હતી પરન્તુ તે બે પ્રસંગો સસરાના મનમાં સરસ્વતીને માટે ઉચ્ચ ભાવ ઉત્પન્ન કરવાને માટે બસ હતા. કારણકે તે મધુરભાષી સુન્દર બાલિકા હતી, ત્હેની રીતભાત ચિત્તાકર્ષક હતી.

ત્હેની બીજી જેઠાણીઓ અદેખાઇથી એક બીજામાં કહેવા લાગી કેઃ–'જુઓ સસરાજીને સરસ્વતીના ઉપર કોણ જાણે શીએ મોહના લાગી છે. એ કેવી ચાલાક છોકરી છે. પૈસા મેળવવાને માટે એ જુઓને કેટલું બધું કરે છે?'

એક દિવસ સરસ્વતીનો પતિ ત્હેની પાસે આવી બોલ્યો. 'આ ઠીક કરે છે, એ બુઢ્ઢાને ઠેકાણે લાવવા માટે આજ બરોબર ઉપાય છે. તું હુંશિયાર તો છે એમાં જરાએ શક નહિ' પરન્તુ સરસ્વતી ત્યારથી સ્વાભિમાનને લીધે પાછી હઠી ગઈ અને સસરાજીની પાસે ફરીથી કોઇ દિવસ ગઇ નહિ.

એક દિવસ સન્ધ્યા સમય હતો. અંધકાર છવાઇ રહ્યો હતો. સરસ્વતી બહારના ચોગાનમાં ઉદાસ બની ઊભી હતી. ઘર આગળના ચોગાનમાં એક બાગ હતો. ત્હેમાં શાક ભાજી, તથા આંબા, નારંગી અને જામફળનાં ઝાડ વાવ્યાં હતાં. આ વૃક્ષોની છાયામાં ત્હેણે બે

મનુષ્યાકૃતિઓ જોઇ. બન્ને ધીરા સ્વરથી પરસ્પર વાર્તાલાપ કરી રહ્યાં હતાં. એ જણની વાત ચુપકીથી સાંભળી જવાની ત્હેની ઇચ્છા નહોતી તેથી તે ત્યાંની ત્યાંજ ઊભી રહી. અને ફરીથી ઉદાસીનતાના સાગરમાં ડૂબી ગઇ. પણ એ ત્યાંથી જતી રહે તે પ્હેલાં એકાએક ત્હેને કાને શબ્દો પડયાઃ—

'હા હરિરાવ, ત્હારે સંભાળીને કામ લેવું જોઇએ. એ બુઢ્ઢાને હવે શક પડવા લાગ્યો છે. ત્હારા બધા લેણદારો હવે પુષ્કળ બબડવા લાગ્યા છે. એ લોકો ત્હારા બાપને લખશે તો તું શું કરીશ? અને ત્હારી શી વલે થશે?'

હરિરાવે ત્હેને કહ્યુંઃ–ત્હમે ત્હમારા પોતાના દેવાનું શું કરશો?

'મ્હારે પણ ઘણું દેવું છે. પણ ત્હારા જેટલું નહિ–ત્હારી તો હદપાર વાત ગઇ છે. એ વાળી દેવાને માટે તું પૈસા કયાંથી લાવીશ? તું જુગાર શું કામ રમે છે?'

'હું બીજી વાર લગ્ન કરીશ. કોઇ પૈસાદારની છોકરી પરણીશ. હું ત્હને કહું છું કે હું સરસ્વતીથી કંટાળી ગયો છું. મ્હારી મા મ્હને જરૂર ફરીથી પરણાવશે. કારણકે સરસ્વતીને હજી સુધી પુત્ર નથી થયો.'

સરસ્વતીના મનની સ્થિતિની કલ્પના વાંચકોજ કરી લેશે. હરિરાવ ત્હેના પતિનું નામ હતું. હવે ત્હેના સમજવામાં બધી વાત આવી.

એ દિવસ પછી સરસ્વતીને ત્હેના સસરાએ બોલાવી. ત્હેની મુખાકૃતિ આજ ઉગ્ર લાગતી હતી. ત્હેણે કહ્યું, 'સરસ્વતી, હું જાણું છું કે તું હમેશ સત્ય બોલે છે. ત્હારા ધણીને ઘણું દેવું છે. એ વાત શું ખરી છે? ત્હેના એક લેણદારનો પત્ર આ રહ્યો. એ મોટો જુગારી છે. એ વાત ખરી છે? હું ત્હારૂં કહ્યું સાચું માનીશ. પૂર્ણ વિશ્વાસ રાખીશ. પણ જો એ વાત ખરી હશે તો હું એને એક દમડી પણ પરખાવવાનો નથી.'

એક ઘડીને માટે તો એવડી મ્હોટી લાલચથી સરસ્વતીનું ચિત્ત લલચાયું. ધારો કે તે હા કહે તો હવે ડોસો એક પાઇ પણ ન આપે. અને પછી ત્હેનો પતિ બીજી વાર પરણે એમાં તો જરાએ શક હતોજ નહિ. તે ના કહે તો ત્હેના દુઃખનો અન્ત આવી જાય. પતિને ધન મળે એટલે તે ફરીથી લગ્ન કરે નહિ. અને સરસ્વતી પુનઃ સુખી સંસાર આરંભ કરે. પરન્તુ સરસ્વતી સામાન્ય સ્ત્રી નહોતી. લોભને વશ થઇ પોતાના સત્ય સિદ્ધાન્તને તોડવો એ ત્હેને ઘોર પાપ લાગતું હતું. ત્હેણે સસરાજીને કહ્યું 'હાજી એ વાત ખરી છે.'

ત્યાર પછી ડોસાએ હરિરાવને બોલાવી કહ્યું:–'હરિરાવ હું જાણું છું કે તું જુગાર રમે છે. ત્હારે દેવું છે. ત્હારી વહુ કહે છે એ બધી વાત ખરી છે. ત્હેણે ના કહી હોત તો ગમે તેવા મજબુત પુરાવા હોવા છતાં પણ હું ત્હેના (શબ્દ) ઉપર વિશ્વાસ રાખત. પણ હવે તું ત્હારે ઘેર જા. મ્હારી તરફથી એક કોડીની આશા રાખતો નહિ.

હરિરાવ પત્નીના સ્હામું કરડી નજરથી જોઇ બોલ્યો 'હે ચંડાળ! હે દુષ્ટે! ત્હેં આખરે મ્હારે માટે આજ કર્યું. ત્હારે મ્હારી પાસેથી દયાની જરા પણ આશા રાખવી નહિ.

એ બન્ને પોતાને ગામ પાછાં ગયાં. થોડા વખતમાં હરિરાવ એક કુટુંબની સાથે ગુપચુપ ગોઠવણ કરવા લાગ્યો. અને બીજી વાર લગ્ન કર્યું. કન્યાના બાપ તરફથી એક વરસ પછી પાકવાની ત્રણ હજાર રૂપિઆની પ્રોમીસરી નોટ મળી. પતિથી ત્યાગ કરાયલી સરસ્વતી પીયેરમાંજ ત્હેના દુઃખના દહાડા કહાડવા લાગી.

* * * * * *

એક વર્ષ વીતી ગયું. એક દિવસ હરિરાવ સરસ્વતી રહેતી હતી તે મકાનમાં આવ્યો અને ત્હેને મળવાની ઇચ્છા જણાવી. સરસ્વતીએ

સત્કાર કર્યો. હરિરાવ બોલ્યો: 'સરસ્વતી! તું ઘેર પાછી નાહ આવે? મ્હને ત્હારી બહુ ખોટ પડે છે.' ત્હેણે પૂછ્યું: 'ત્હમારી બીજી વારની બૈરીનું શું થયું?' "હું, હું ત્હેને ધિક્કારૂં છું. મ્હેં ત્હેને ત્હેના બાપને ઘેર કહાડી મૂકી છે. એ તો માંદલી છે, અને બહુ જીવે એમ પણ લાગતું નથી."

'બિચારીની એ દશા,' સરસ્વતી બોલી.

'પરન્તુ ઘેર આવે છે કે નહિ એ કહે. મ્હને ત્હારી બહુ જરૂર છે.'

સરસ્વતીનું હૃદય પીગળ્યું, પરન્તુ નિશ્ચિત ઉત્તર ત્હેણે ન આપ્યો. જલદીથી પત્ર લખવાનું સરસ્વતીએ વચન આપ્યું. હરિરાવ ઘેર ગયો પણ એક અઠવાડીઆ પછી સરસ્વતીને એક પત્ર મળ્યો તેથી ત્હેને બધી યથાર્થ વાતની ખબર પડી ગઈ. ત્હેનો સસરો મરી ગયો હતો. અને ત્હેની મિલકતની વારસ પોતાને (સરસ્વતીને) નીમતો ગયો હતો. આજ કારણથી હરિરાવને ફરીથી ત્હેની જરૂર પડી હતી. ત્હેને ત્હેના પૈસા જોઈતા હતા. સરસ્વતીએ વડીલોને લખી દીધું કે મ્હારી વારસાની એ મીલકત મ્હારા પતિને આપી દેવામાં આવે. પછી તે પોતાની માને લઈ (બાપ ત્હેનો કયારનોએ મરી ગયો હતો.) એક દૂરના ગામડામાં જઇ વસી, અને એ બાબત પાડોશીઆડોશીને કાંઇ કહેતી ગઇ નહિ.

એમ બે વર્ષ વીતી ગયાં, હરિરાવની કાંઈ ખબર પડી નહિ. પરન્તુ આશ્ચર્યકારક વાત એ બની કે એક દિવસ સરસ્વતી જ્યારે પતિને માટે અતિ આતુર હતી ત્યારે ત્હેને એક અર્જન્ટ (અગત્યનો) તાર મળ્યો. ત્હેમાં લખ્યું હતું કે 'હારરાવ ઘણો માંદો છે અને સરસ્વતીને મળવા ચાહે છે' એકદમ સરસ્વતી પતિને મળવા નીકળી. અને બની શકે તેટલી ત્વરાથી પતિ પાસે જઇ પહોંચી. વસ્તુતઃ એ વધારે માંદો હતો. સરસ્વતીને જોઇ ત્હેને આનંદ થયો. ત્હેના હાથને આલિંગન

દીધું અને મંદ સ્વરે વાતચીત કરવા લાગ્યોઃ–સરસ્વતી હું ત્હને હમેશાં પ્રેમની દૃષ્ટિએ જોતો હતો, પરન્તુ તું જાણે છે કે હું મૂળથીજ દુર્બળ ચિત્તનો હતો. નિર્ધનતા મ્હારાથી સહન થઈ શકી નહિ, અને પૈસા વગર રહેવા કરતાં ત્હને દૂર કરવી એ મ્હેં પસંદ કર્યું. પરન્તુ મ્હારો પ્રેમ સદૈવ ત્હારા ઉપરજ હતો. પરન્તુ જ્યારે ત્હેં મારા બાપના આગળ મારી જુગારની અને દેવાની વાત કબુલ કરી ત્યારે હું ઘણો ગુસ્સે થયો. પરંતુ વસ્તુતઃ ત્હારા એ ઉત્તમ આચરણથી ત્હારા પ્રતિનો મ્હારો સ્નેહ વધતો ગયો. લોભને લીધે હું આંધળો બની મ્હારા દુષ્ટાચરણોમાં પ્રવૃત્તજ રહ્યો. તું મ્હારી પાસેથી ગઈ ત્ય્હારે જ મને ત્હારી ખરી કિંમત જણાઈ. જ્યારે હું ત્હારી પાસે આવ્યો અને ત્હને પાછા આવવાનું કહ્યું, ત્યારે હું ખરા અંતઃકરણથી આવ્યો હતો. જો કે ત્હને તો એમ જ લાગ્યું હશે કે હું પૈસાને માટે આવ્યો હતો, પરન્તુ એ ધન ત્હેં મ્હને મોકલાવ્યું એવું ને એવું આ પડી રહ્યું છે. મ્હેં ત્હેને સ્પર્શ પણ નથી કર્યો. જો કે મ્હારે ત્હેની ઘણી જરૂર હતી. વ્હાલી! દેવી ! હવે તું મ્હને ક્ષમા આપીશ.”

ગૃહદેવીએ ક્ષમા આપી. પરન્તુ ત્હેનું મૃત્યુ ન થયું.

સરસ્વતી અને હરિરાવ બન્નેએ ઘણાં વર્ષો સુધી સુખી જીવન ગાળ્યું. ત્હેના પ્રભાવથી હરિરાવનો દુર્બળ, અસ્થિર પરન્તુ સુશીલ સ્વભાવ બદલાયો.

જે વખતે હરિરાવ ત્હેના પ્રેમને જરાએ પાત્ર ન હતો, તે સમયે પણ સરસ્વતીનો ત્હેના પ્રતિ ભાવ અસ્ખલિત હતો, ત્હેનું શું કારણ હશે ? સ્ત્રી જાતિનો પ્રેમ અગમ્ય છે.

**સમાપ્ત.**

# નિબંધ વિષેની જાહેર ખબર.

## "સંસ્કૃત વાલ્મીકિ રામાયણના અભ્યાસીઓ માટે"

રામાયણમાં આવેલાં પાત્રો—રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન, હનુમાન, મારિચ, જટાયુ, રાવણ, વિભીષણ, વિશ્વામિત્ર, વસિષ્ટ, કૌશલ્યા, કૈકેયી, સીતા, મંદોદરી, વિગેરે પર રામાયણના તથા ઠીક લાગે અને બની શકે ત્યાં સ્મૃતિના શ્લોકો પણ અર્થ સહિત આપીને નિબંધ લખવાનો છે. નિબંધનાં પાનાં–ફુલસ્કૅપ કાગળના પૃષ્ટ ૧૦૦ શુમારે જોઈયે. શ્રેષ્ઠ નિબંધના લેખકને રૂા. ૧૦૦)નું પારિતોષિક આપવામાં આવશે. અન્ય નિબંધોમાંથી સારા નિબંધોના લેખકોનો પણ યથાસાધ્ય સત્કાર થશે. પસંદ થયેલા નિબંધના સ્વામિત્વનો સર્વ હક્ક પારિતોષિક આપનારને રહેશે.

( નિબંધ આસો શુદી ૧૫ પહેલાં મળવો જોઈએ. )

શાહ છોટાલાલ મોતીલાલ

શેઠની રંગશાળામાં

પેટલાદ.



# ઉત્તમ અને સસ્તાં પુસ્તકો.

**ભાગવતનો એકાદશ સ્કંધ**—કર્મ, જ્ઞાન, ભક્તિ, યોગ, વૈરાગ્યનાં ઉત્તમ રહસ્યોથી ભરપુર હોઈ ખાસ મનન કરવા યોગ્ય તથા દાન કરવા યોગ્ય છે. દરેક શ્લોક, ટીકા, છબી ઈ૦ સાથે ૧૬ પેજી ૪૫૦ પૃષ્ઠનું દળદાર પુસ્તક છતાં માત્ર ૦ા પાકું પૂઠું ૦ાન્ના સોનેરી ૦ાા

**સુબોધ રત્નાકર**—ભક્તિ, નીતિ ઈ૦ નો ઉત્તમ બોધ આપનારા અસરકારક **૧૦૦થી** વધુ દાખલા દષ્ટાંતોનો સંગ્રહ, હરિજનો, જીજ્ઞાસુઓ અને ઉપદેશકો માટે ખાસ ઉપયોગી પૃષ્ટ ૨૮૮, માત્ર ૦ાન્ના

**સુબોધ રત્નમાળા છત્રીશી**—દરેક માળામાં એકજ છંદની ૧૦૮ કવિતાઓ, એવી સ્વ૦ કવિ જેસંગ રચિત છત્રીસ માળાઓમાં સંખ્યાબંધ ઉપયોગી વિષયોપર રસિક, બોધક અને છટાદાર કવિતાઓ આમાં છે. **પૃષ્ટ ૭૦૦** છતાં માત્ર ૦ાાા પાકું ૦ાાન્ન પો. ૦)≈

**આર્ય ધર્મ નીતિ અને ચાણકય નીતિ સાર**—શ્લોક ટીકા સાથે પૃષ્ટ ૨૫૦ છતાં માત્ર રૂ. ૦ા પો. ૦)– ત્રણ પ્રતે ૧ ભેટ.

**વસિષ્ઠસાર ગીતા**—દોહા, ટીકા સાથે પૃષ્ટ ૨૭૦ કિં. ૦ાન્ન

**ભાગવતનો દશમસ્કંધ**–માત્ર ભાષાંતર, પૃષ્ટ ૫૦૦ પાકું પૂઠું ૦ાા–

**વૈરાગ્ય મુમુક્ષુ પ્રકરણ**–શ્લોક ટીકા સાથે પૃષ્ટ ૩૫૦ પાકું પૂઠું ૦ાન્ન

**નિર્વાણ પ્રકરણ ભાષાંતર**—મોટાં પૃષ્ટ ૧૧૭૫ કિં. ૩)

**ભગવાનની સુંદર મોટી છબી**–૦ા ની ૮ પ્રત, પૂઠા સાથે ૪)

**જ્ઞાનપટ્ટ** અને **સોપાનપટ્ટ**—એ ઉત્તમ રમતોનાં ચિત્રો ૦)–

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય**, કાલબાદેવી રોડ **મુંબઈ.**

# વીજળી અને તીજોરી.



અખરક, રેતી યા એવી કોઇક વસ્તુથી તીજોરીઓ ફાયરપ્રુફ થઈ શકે નહિ એવું પુરવાર કરી બાર બાર પ્રદર્શનોમાં ગોદરેજે પેહેલાં ઇનામ મેળવ્યાં છે તેથી વાંચનાર વાકેફ છે.

**બીજા મેકરની તીજોરી સાથે ગોદરેજની તીજોરી મોટી આગમાં નાખી સરકારે પરીક્ષા કરી અને તપાસમાં ફક્ત ગોદરેજની તીજોરી માંહેલા કાગળો તદન સલામત રહેવાથી ગોદરેજને સરકારી સેવીંગ બેંકોના કીંમતી ચોપડાઓની જાળવણી માટે ત્રણસો અને બોતેર તીજોરીઓ બનાવવાને ઓરડર મળયો તે પણ વાંચનાર જાણે છે.**

હાલમાં તીજોરીઓની બનાવટમાં ગોદરેજે એક તદન નવો સુધારો દાખલ કર્યો છે. બીજાઓ મજબુતાઇ માટે જ્યાં ખીલાઓ વાપરે છે ત્યાં ગોદરેજ વીજળીના પ્રવાહથી લોખંડ પીગળાવી જોડી નાખે છે. ખીલા યા રેવીટ કાઢી નાખી શકાય અને તીજોરી છુટી કરાય પણ પીગલાવીને જોડેલું લોખંડ છુટું થાય નહિ. આવું કામ કરવા વીજલી ઉત્પન્ન કરવાના હજારોની કીંમતના સાંચા ગોદરેજે બનાવી મંગાવ્યા છે જે માહેલા એકજ સાંચાને ચલાવવા ત્રીસ ઘોડાનું બળ જોઇએ છે. વીજળીના બળથી જોતાં જોતાંમાં લોખંડનો રસ થાય છે અને હજારો બત્તી સળગી હોય એટલો ઉજાસ થાય છે તે જોવા લાયક છે.